# વિલાસ-વિજય.



( એક રસિક નવલકથા. )



લેખક અને પ્રકાશક,
વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા.
માણસા. ( મહીકાંઠા )



મૂલ્ય રૂ. ૧-૦-૦

# વિલાસ-વિજય.

( એક રસિક નવલકથા. )

લેખક અને પ્રકાશક,

વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા.

માણસા. ( મહીકાંઠા. )

સંવત ૧૯૮૨. ઈ૦ સ૦ ૧૯૨૬.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૫૦૦.

મૂલ્ય રૂ. ૧-૦-૦.

# ( અર્પણ—પત્રિકા. )

× × ×

" જેના હાસ્યયુક્ત વદનના આશ્વાસનથી અનેક મનુષ્યોની મર્મભેદી મૂઝવણો નાબુદ થતી હતી, જેની સન્મુખ હૃદયનાં મધુર મનોરાજ્યો નિવેદન કરીને સંખ્યાબંધ વ્યક્તિઓ નવચેતન પ્રાપ્ત કરી શકી હતી, જેના સમાગમમાં રહેવાથી પ્રત્યેક મનુષ્યને સ્વધર્મની સતત પ્રેરણા પ્રાપ્ત થતી હતી, અને જેની સમાજ-સેવા, સાહિત્ય-રસિકતા, તથા હૃદયની પવિત્રતા આદર્શરૂપ હતી. તે દિવ્યધામ નિવાસી સન્મિત્ર મણિલાલ કેવલદાસ પટેલના અમર આત્માને મ્હારા અંતરની સ્નેહાંજલીરૂપે આ પુસ્તક સમર્પણ કરૂં છું "

× × ×

વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા.

માણસા.

# ( લેખકના બે–બોલ. )

પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, આમુખ, અને ભૂમિકા વિગેરે શબ્દોનો એકજ ભાવાર્થ થતો હોવાથી અને આ પુસ્તકનો ઉપોદ્ઘાત જૂદો લખાએલો હોવાથી મ્હેં ફક્ત પ્રસ્તાવનારૂપે બે–બોલ લખ્યા છે

આ એક કલ્પિત નવલકથા કોઇ તેમા માનવહૃદય અને રાજકારી પ્રકરણોનું અનેકવિધ માર્ગદર્શક વર્ણન કરવામાં આવ્યું છે. સ્વદેશ–વાત્સલ્ય એ મનુષ્ય પ્રકૃતિનો એક અત્યુત્તમ સદ્ગુણ છે, સાચાં પ્રેમીપાત્રો સ્વર્ગીયસ્નેહની ભાવનાભૂમિમાં ભ્રમણ કરીને અનેક પ્રકારના સંકટો સહન કરે છે, ઇર્ષા–લોભ–અને મોહાધતાના પરિણામે આખરે દુઃખદ ઘટનાઓ ઉપસ્થિત થાય છે. આવી વિવિધ બાબતોનો પ્રસ્તુત પુસ્તકમાં ચિતાર આપ્યો છે. સ્નેહધર્મની મીમાંસા, રાજભક્તિ, મિત્રતાની મહત્તા, સામાજીક સેવાના સન્માર્ગો, અને મનુષ્ય પ્રકૃતિની સમાલોચના કરનારાં પ્રકરણો વાંચવાથી પ્રત્યેક વાચક પોતાના હૃદયમાં અવનવા ભાવો પ્રકટાવશે, એવી હું આશા રાખુ છુ.

પ્રસ્તુત પુસ્તકમાંની મુખ્ય વસ્તુ સકલના ભ્રમર નામક હિન્દી બુકમાથી લેવામાં આવેલી છે, તથા કેટલાક સુપ્રસિદ્ધ વિદ્વાનોના કાવ્યો અને રહસ્યાત્મક વાકયોનો પણ પ્રસંગાનુકુળ ઉપયોગ કરવામાં આવ્યો છે. તેથી એ દરેક મહાશયોનો હું અંત.કરણપૂર્વક આભાર માનુંછુ.

"**વિશ્વજ્યોતિ**" અને "**મહિલાભૂષણ**" માસીક પત્રોના તત્રી અને મ્હારા પરમસ્નેહી તથા મુરબ્બી શ્રી પ્રભુશકર નરભેરામ.

વ્યાસને આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખી આપવાની મ્હેં કરેલી પ્રાર્થનાનો સહર્ષ સ્વિકાર થવાથી હું ત્હેમનો સદાનો આભારી થયો છું તથા મ્હારા પરમ શુભેચ્છક શ્રીયુત્ મુરબ્બી શ્રી કેવળદાસ જેઠાભાઈ પટેલ તરફથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મ્હને આર્થિક મદદ આપવાની ઉદારતા દર્શાવવામાં આવેલી હોવાથી ત્હેમનો પણ આભાર માનવાની તક વિસ્મૃત કરતો નથી.

કેટલીક અનીવાર્ય અગવડોના કારણથી આ પુસ્તકના પ્રુફ સંપૂર્ણ રીતે સુધારી શકાયા નથી. અને નવલકથા લખવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસ હોવાથી કેટલીક ભૂલો થઇ હશે, તેથી તે શબ્દ દોષો સુધારીને વાચવાની તથા આ પુસ્તકમાંથી યોગ્ય સાર સ્વીકારીને થએલી ભૂલો દરગુજર કરવાની પ્રત્યેક વાંચક બન્ધુને સવિનય અભ્યર્થના કરૂંછું.

વૈશાખ-અમાવાસ્યા
વિક્રમાર્ક—૧૯૮૨.

વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા.
માણસા: ( મહીકાંઠા )

# ( ઉપોદ્‌ઘાત. )



ગુજરાતી નવલકથાના સાહિત્યમા આજે વિલાસ વિજય નામક નવલકથાનો ઉમેરો થાય છે નવલકથાના શોખીન નરનારીઓને તે હર્ષનો વિષય છે. પુસ્તકના કર્તા રા. ગ વિઠ્ઠલરાય નાનાલાલ પડયાનો આ પ્રથમ પ્રયાસ હોઇ ઉત્તેજનને પાત્ર છે

ઉત્તેજનને પાત્ર કયું સાહિત્ય હોઇ શકે ! જે સાહિત્યના વાંચન અને મનનથી મનમાં સહજ પણ નવીન સદ્‌ભાવ ન ઉઠે તે શુ સાહિત્ય છે ? જે સાહિત્યનો અભ્યાસ મનુષ્યને ઉન્નતગામી ન કરે, ધર્મ અને નીતિની ઉચ્ચ ભાવનાઓ ન પ્રેરે તે શુ સાહિત્ય છે ? જે સાહિત્યથી આત્માની ઓળખાણ ન થાય મન જયાનુ ત્યાંજ પડયું રહે, અને સુખની જુગુપ્સા ન ઉદ્‌ભવે તે વસ્તુત સાહિત્યજ નથી. પરતુ આજકાલના લેખકોને પોતાની લેખિનીનુ કિડન કરાવવાનુ સાધનમાત્ર છે.

વર્તમાન સમય પ્રગતિનો છે. દુનિયા ભરમા પ્રગતિના આંદોલનો ધુમી રહ્યા છે. અને તેના પ્રતાપને લીધે આજે સાહિત્યની દુનિયામા પણ વધારો થતો રહ્યો છે. દિવસ ઉગે છે અને બે પાંચ પુસ્તકો નવાં નીકળ્યાના સમાચાર આપણે વર્તમાનપત્રોમા વાંચીએ છીએ. અને તે ઉપરથી તો એમજ લાગે છે કે આપણુ સાહિત્યક્ષેત્ર દિવસે દિવસે વધારે વિશાળ બનતું જાય છે

સાહિત્યક્ષેત્ર વિશાળ બનવાની સાથે તેની સગીનતા થતી તો નથી રહેતી એ સાહિત્યના પ્રચારકોને ખાસ જોવા તથા વિચારવાનુ

ગયું છે નદીના અનેક ફાંટા પાડવાથી તેનું જળ જેમ છીન્નભિન્ન વિખરાઇ જાય અને પછી તે જળમા પૂર્વવત જોર નથી રહેતું તેવી સ્થિતિ આપણા સાહિત્યની તો નથી બની તે એ પણ ખાસ થવાની જરૂર છે અને તેથી વિચારવાન સાહિત્ય પ્રચારકો તો પુસ્તકની વૃદ્ધિથી નહિ પણ તેની સગીનતાથી આનંદ પામે છે એકડા થએલા સો ઘેટાના ટોળાને એકજ સિંહ ગર્જના કરી હડાવી શકે છે તેમ નિર્માલ્ય જેવા સો પુસ્તકોની બરોબર કર્તવ્યનું ભાન કરાવનાર એકજ પુસ્તક આવી શકી તેનાથી પણ ચઢી જાય છે

અને સાહિત્યના લેખકોએ પણ આ બાબત ખાસ વિચારવાની છે. કોઇ પણ દેશની પ્રગતિનો આધાર તેના વિશિષ્ઠ સાહિત્ય ઉપર છે એનાથીજ તેની સસ્કૃતિ માપી શકાય છે. પૂર્વના યોગ સૂત્ર બ્રહ્મ સૂત્ર વેદ પુરાણ ઇત્યાદિની રચના જોઇનેજ આજે સર્વ દેશના મનુષ્યો હિંદુસ્તાનની આધ્યાત્મિક સપત્તિની આજે મુક્ત કંઠે પ્રશંસા કરે છે

ગુજરાતીમાં કહેવત છે કે બાપ કરતાં બેટાએ સવાયા થવુ જોઇએ. અને તે પણ ન બને તો બાપની આબરૂ જળવાઇ રહે. તેમ. ઝાંખપ ન આવે એટલું તો જરૂર સપુત પુત્ર કરવુ જોઇએ આ કહેવત આપણા સાહિત્યક્ષેત્રમાં પણ સપૂર્ણ રીતે લાગુ પાડવાની જરૂર છે પૂર્વના જેવું થોડામાં ઘણા અર્થને સૂચવનાર સૂત્રો જેવુ સાહિત્ય તો આપણાથી પ્રકટ ન થાય તોયે એ પ્રકટ થઇ ગએલા સાહિત્યને આપણે હાલ ગાંધીને ત્યાં પડીકા બાંધવા જેવુ નિર્માલ્ય અને હલકુ સાહિત્ય પ્રકટ કરી પેલા મૂળ ઉત્કૃષ્ટ સાહિત્યને સહજ પણ ઝાંખ લાગે એવું તો કરવું નજ જોઇએ. પૂર્વકાળના વ્યાસ કે જૈમીની જેવા ઋષિવરોના હાથમાં હાલમાં પ્રકટ થતા કેટલાક પ્રેમલા પ્રેમ-

લીઓના બીભત્સ રસનુ પુસ્તક આવે તો તે પોતાની ભવિષ્યકાલિન પ્રજા માટે શુ કહેશે. માત્ર સાહિત્યની આટલીબધી અધમ સ્થિતિ જોઇ તેઓ તેની દયાજ ખાશે

અમારૂ આ કહેવું ઉત્કૃષ્ટ સાહિત્યને માટે નથી તે તો સદા આદરને પાત્રજ છે. પરંતુ આજકાલ ઉભરાઇ જતા અને સમાજની કનિષ્ઠ ભાવનાઓને દોરતા નિકૃષ્ટ સાહિત્ય સબંધીજ છે. સાહિત્યને વાચવાથી મન ઉન્નત ગામીને બદલે વિપથ ગામી બને, તેને સાહિત્ય કહેવાંજ કેમ શકાય ?

અને આ પ્રસ્તાવના લખતા અમને હર્ષ થાય છે કે વિલાસ વિજયની ગણના અમારી દ્રષ્ટિએ કર્તવ્યગામી સાહિત્યમાજ આવે છે. વિલાસ વિજયમાં શુ છે અને શુ નથી તે સક્ષિપ્તમાં જણાવી વાચકોની ઉત્સુક વૃત્તિને શાત કરી નાંખવાનો અમારો વિચાર નથી પણ સાથે એટલુ તો કહેવુંજ પડશે કે વૈદ્ય જેમ સાકરના પડમાં વેસ્ઠિત કરી કડવી ગોળી દ્વારા વ્યાધિને હરે છે. તેમ રા. રાયજીએ આ નવલકથા દ્વારા તેમા ધર્મ, નીતિ, ઉપદેશ, આદિ આદરણીય ગુણોને ગુથવામાં પ્રયાસ ઉત્તમ રીતે કર્યો છે.

અને તેને સારાસારને પારખવાવાળી ગુજરાતી સમાજ યોગ્ય ટેકો આપશેજ એવી શુભ ભાવના પૂર્વક ૐ શાંતિઃ

સંવત ૧૯૮૨ વૈસાખ વદ ૫
મગળ.
તા ૧-૬-૧૯૨૬.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**
તંત્રી-**વિશ્વજ્યોતિ, મહિલાભૂષણ.**
અડાજણ ( **સુરત** )



**સ્વર્ગસ્થ શ્રી મણિલાલ કેવલદાસ પટેલ**

( ઑ. સેક્રેટરી સેવાસમાજ માણસા )

જન્મ સંવત્ ૧૯૫૦ મૃત્યુ સંવત્ ૧૯૮૧

# "સ્વર્ગસ્થ મણિલાલ કેવળદાસ પટેલનું સંક્ષિપ્ત જીવન-વૃત્તાન્ત."

"હાલનો જમાનો ઉદાર મનના, દૃઢ નિશ્ચયવાળા, સાચા આત્મશ્રદ્ધાવાળા, અને ઉમંગથી કાર્ય કરનારા નર માગે છે કે જેઓનું મનુષ્યત્વ પદ્દિના લોભથી નાશ પામે નહિ, જેઓ અમલની લાલચોથી ગુલામ બને નહિ, જેઓ સ્વતંત્ર મન અને ઇચ્છા ધરાવે છે, જેઓને આબરૂ છે, અને જેઓ કદિ અસત્ય આચરતા નથી." ઓલીવર વેન્ડલ હોમ્સ નામના એક પાશ્ચાત્ય દેશના વિદ્વાન બન્ધુના ઉપરોક્ત સદ્બોધક વાક્યની નોંધ સાથે મ્હારા મિત્ર સ્વ૦ મણિલાલનું જીવનચરિત્ર લખવાની મ્હને દુઃખદ ફરજ પડી છે.

મર્હુમ મી૦ મણિલાલનો જન્મ સંવત ૧૯૫૦ ના વૈશાખ વદી ૮ ના દિવસે અમદાવાદની પટણી લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં થયો હતો. ત્હેમના પિતાશ્રી કેવલદાસ જેઠાભાઇ પટેલ માણસા અંગ્રેજી સ્કુલમાં હેડમાસ્તર તરીકે નોકરી કરતા હોવાથી ત્હેમણે મી૦ મણિલાલને ગુજરાતી છ ધોરણ અને અંગ્રેજી ભાષાનો મેટ્રીક સુધી અભ્યાસ કરાવ્યો હતો. વળી ત્હેમણે રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ સ્કુલની કૉટન સ્પીનીંગની ટેકનોલોજીકલની પરીક્ષા ઉંચે નંબરે પસાર કરી હતી. જ્યારે વિદ્યાભ્યાસ પુરો થયો ત્યારે મી૦ મણિલાલે માણસામાં "માસ્તર એન્ડ સન્સ ડીસ્પેન્સરી"ની સ્થાપના કરી, અને સ્પ્રુ સ્પેશીઆલીસ્ટસ તરીકે મશહુર થવા લાગ્યા. પોતાનો ખાનગી ધંધો કરતા જે અલ્પ સમય મળતો હતો, તેનો સાહિત્યના અધ્યયનમાં સદુપયોગ કરવા લાગ્યા. અને તે વિદ્યાનુરાગના પરિણામે મી૦ મણિલાલના જીવનમાં આશ્ચર્યકારક યોગ્યતા વ્યાપ્ત થઇ હતી.

વ્યવસ્થીત રીતે કામ કરનારી સામાજીક સંસ્થાઓ ધર્મતત્ત્વને માટે આધુનિક સમયમા ખાસ ઉપયોગી છે. અને એવી સસ્થાઓ-દ્વારા અપુર્વ સમાજ સેવા થઇ શકે છે આવી ઉચ્ચતમ ભાવના મી૦ મણિલાલના હૃદયમાં જાગ્રત થઇ. અને એ સદ્વિચારના પરિણામે તેહેમણે પોતાના કેટલાક મિત્રોની મદદ લઇને સવત ૧૯૭૫ ના શ્રાવણ વદી ૯ ના દિવસે **માણસામા "શ્રી સેવા સમાજ"** એ નામની એક સાર્વજનિક સસ્થાની સ્થાપના કરી અને આ સસ્થા-દ્વારા વિવિધ પ્રકારનાં લોકોપયોગી કાર્યો કરવાની નિયત પદ્ધતિસર વ્યવસ્થા કરવામાં આવી હતી. **"શ્રી સેવા સમાજ"** નો મુખ્ય હેતુ સેવાનો, સંસ્કૃતિઓનુ સયોજન કરવાનો, અને વ્યક્તિત્વ સાચવવાનો હોવાથી આ સસ્થાના અગે એક પુસ્તકાલયની યોજના કરી છે. અને હાલમાં શ્રી સેવા સમાજ પુસ્તકાલયમા લગભગ બે હજાર સુધીની સખ્યામાં ઉત્તમ પ્રકારના પુસ્તકો રાખવામા આવ્યાં છે તથા બે દૈનિક, દસ અઠવાડીક, અને બાર માસીકપત્રો મગાવીને તેના વાંચનનો પ્રત્યેક મનુષ્યને મફત લાભ આપવામા આવે છે. રેલ, આગ, અને અકસ્માતના પ્રસગોએ નિરાધાર માણસોને માણસા સ્વયસેવક મડળદ્વારા તન, મન, અને ધનથી સતોષકારક મદદ આપવામા આવે છે, બહારગામ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપીને પ્રોત્સાહન આપવાની પણ વ્યવસ્થા કરેલી છે. અને શ્રી માણસા સેવા સમાજદ્વારા અપૂર્વ રીતે સામાજીક સેવાઓ કરવામાં આવે છે.

સને ૧૯૨૧ માં એક પછી એક બનતા બનાવોથી માણસા તાલુકાનું પ્રજાકીય વ્યોમ નિરાશાનાં શ્યામ વાદળથી છવાઇ ગયું

હતુ અને લોકોના વ્યક્તિગત હક્કો રાજ્યસત્તા તરફથી છીનવી લે-વામાં આવના હતા. આવા અસાધારણ પ્રસગે તા૦ ૧૯-૨૦ અને ૨૧ માર્ચ, સને ૧૯૨૧ ના દિવસોએ શ્રીયુત્ મનસુખલાલ રવજીભાઇ મ્હેતાના પ્રમુખપણા નીચે "માણસા તાલુકા પ્રજાકીય પરિષદ" ભરવામા આવી હતી આ સમયે મી૦ મણિલાલે સ્વયસેવક મડળના અધ્યક્ષ તરીકે પોતાની અનુકરણીય ફરજ બજાવી હતી. તથા તા. ૨૫-૨૬ અને ૨૭ એપ્રીલ, સને ૧૯૨૧ ના દિવસોએ રાજકોટ મુકામે નામદાર વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલના પ્રમુખપણા નીચે "પહેલી કાઠીયાવાડ રાજકીય પરિષદ" ભરવામા આવી હતી, ત્યારે પણ મી૦ મણિલાલે પોતાના સ્વયસેવક થએલા મિત્રો સાથે રાજકોટ જઇને ઉત્તમ પ્રકારની સેવા કરીને પરિષદમાં આવેલા તમામ ગૃહ-સ્થોનો ધન્યવાદ મેળવ્યો હતો

માણસામા સેવા સમાજની સ્થાપના થયા પછી કેટલાક અવ-નવા બનાવો બનવાની શરૂઆત થઇ. સદરહુ સસ્થાના નિયમોની અદર રાજદ્રોહથી અલગ રહેવાના સુચવાએલા એક નિયમને રાજ્ય-પ્રકરણી બાબતોથી અલગ રહેવાના રૂપમાં ફેરવવાનો એક મુખ્ય રાજ્યાધિકારી તરફથી હાસ્યજનક ઉપદેશ (!) કરવામાંઆવ્યો હતો. પરન્તુ આવી અનુચિત સલાહનો સેવા સમાજના સચાલકોએ સવિ-નય અનાદર કરવાથી તેના પરિણામે નિર્મળ વૃત્તિથી પ્રજાસેવા કર-નારાઓને રાજદ્રોહી ગણવામાં આવ્યા. અને એક પણ કારણ દર્શાવ્યા વિના તા. ૨૦ માહે મે, સને ૧૯૨૨ ના દિવસે માણસાના મુખ્ય રાજ્યાધિકારીના હુકમથી મી૦ મણિલાલ અને ત્હેમના પિતાને હદપાર કરવામાં આવ્યા હતા આ હુકમને મી૦

મણિલાલના અવસાન પછી નામદાર ગઓલજીશ્રીએ રદ બાનલ કરીને પોતાના હૃદયની નિર્બળ મનોદશા પ્રદર્શિત કરી છે

## ॥ मनस्वी कार्यार्थी न गणयति दु खं न च सुखम् ॥

આ વાક્યનુ સર્વાશે રહસ્ય સમજનારાઓને અનેક પ્રકારના અનુભવો થાય છે. મી૦ મણિલાલને પણ હદપાર થવાના ગભીર પ્રસગ પછી તુરત ક્ષયનો ભયકર વ્યાધિ લાગુ પડયો. અને ત્હેમની અનેક પ્રકારની સારવાર કરવા છતા સવત ૧૯૮૧ ના કારતક સુદી ૧૨ ના દિવસે રાત્રે આઠ વાગે ત્હેમનો પવિત્ર આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરીને પરમાત્માના દરબારમાં ચાલ્યો ગયો. સસારોદ્યાનમા ખીલતું પુષ્પ પોતાની સુવાસ પ્રસરાવતુ હતુ, તે અકાળે કરમાઇ ગયુ. આ પણ એક વિધીની લીલાજ કહી શકાય ! ! !

ભાઇ મણિલાલના અવસાન પછી ત્હેમની બે પત્નિઓનો પણ નિઃસંતાન એક વર્ષમાજ સ્વર્ગવાસ થયો છે અને ત્હેમનાં વૃદ્ધ માતા-પિતા, તથા એક નાના બન્ધુ અને બ્હેન પોતાના પ્રિય પાત્રોના વિયોગથી અવર્ણનીય કલ્પાન્ત કરે છે.

પરમકૃપાળુ પરમાત્મા સ્વ૦ મણિલાલના અમરઆત્માને શાશ્વત્ સુખ-શાન્તિમાં રાખો એજ મ્હારા વ્હાલા હૃદયની નમ્ર પ્રાર્થના છે ! અસ્તુ ! ! !

વિઠ્ઠલરાય નાનાલાલ પંડયા.

માણસા.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧ વિઠ્ઠલરાય નાનાલાલ પંડ્યા.

માણસા. ( મહીકાંઠા ),

૨ માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ.

સ્ટ્રુ સ્પેશીઆલીસ્ટસ. કાલુપુર. હાંડીગરાની પોળ

નં૦ ૩૫૬—અમદાવાદ

૩ "વિશ્વજ્યોતિ કાર્યાલય."

અડાજણ. ( સુરત )

૪ મી૦ જેઠાલાલ નાથાલાલ દવે.

તંત્રી—"નાગર જીવન." કલોલ. ( ઉ૦ ગુજરાત

૫ શ્રી સેવા સમાજ.

માણસા. ( મહીકાંઠા ).

# " અનુક્રમણિકા. "

# વિલાસ-વિજય.

( એક રસિક નવલકથા. )

## પ્રકરણ ૧ લું.

### " ખૂની ખંજર. "

" કહીં તું જાય છે દોરી, દગાબાજી કરી ? કિસ્મત !
ભરોંસે ત્હેં લઇ શાને, આ હરરાજી કરી ? કિસ્મત !
" મૂકાવી ને મીઠે ખોળે. ભરોંસે શીશ હે, કિસ્મત !
કપાવી શી રીતે ગરદન ? વહે ના ખૂન પણ કિસ્મત !

( મ૦ ન૦ દ્વિવેદિ. )

ગ્રીષ્મકાળ હતો. વૈશાખ માસનો સખ્ત તાપ પડતો હતો. [મ]નુષ્યો અને પશુપખીઓ ત્રાહ ત્રાહ પોકારી રહ્યાં હતાં. તૃષાતુર [પ્ર]વાસીઓ જળાશયની શોધ કરતાં હતાં. આવા મધ્યાન્હકાળે એક [જુ]વાન મુસાફર રાજનગરની પાસેના એક નિર્જન વનમાં ઘોડેસ્વાર [થ]ઇને પાણીની શોધમાં જતો હતો. તૃષાથી તેનો કંઠ સુકાઇ ગયો [હ]તો. અસહ્ય તાપથી તેના શરીરે પુષ્કળ પરસેવો થઈ પહેરેલાં તમામ

કપડાં ભીંજાઇ ગયાં હતા. આ યુવાનની ઉમ્મર પચીસ વર્ષની હતી. તેનો પહેરવેષ એક બહાદુર પુરૂષને શોભે તેવા હતો. અને તેની મુખાકૃતિ એક રાજવંશી હોવાની કલ્પના કરાવતી હતી.

વિશાળ અરણ્યના મધ્ય ભાગમા એક દેવ-મન્દિર જોવામા આવતાં તે યુવાન પ્રવાસી દેવસ્થાન તરફ વળ્યો. મન્દિરના સામે આવતા અંદરના ભાગમા દેવપૂજામાં લીન થએલા એક વૃદ્ધ સંન્યાસી તેના જોવામા આવ્યા. તૃષાતુર યુવક ઘોડાપરથી નીચે ઉતરી ગયો. અને ઘોડાને એક વૃક્ષના થડ સાથે બાંધીને મન્દિરમા ગયો. અને સન્યાસીના પાસે જઇ વન્દન કરીને કહેવા લાગ્યો કે—

"મહારાજ! મ્હને બહુજ તરશ લાગી છે આપ કૃપા કરીને મ્હને પીવાનુ પાણી આપો તો આપનો આભારી થઇશ!"

સન્યાસીએ પ્રવાસીની પ્રાર્થનાપર ધ્યાન આપ્યુ નહિ. આશાતુર યુવાન વધુ સમય રાહ જોવા જેવી સ્થિતિમા નહોતો. ફરીથી પાણી આપવાની તેણે સન્યાસીને યાચના કરી પરન્તુ સન્યાસી એક શબ્દ પણ બોલ્યા નહિ. તેમના આવા અનુચિત વ્યવહારથી પ્રવાસીને ખેદ થયો, તેના હૃદયમાં વધુ ધિરજ રહી નહિ. બેદરકાર સન્યાસીપર ક્રોધ દર્શાવી જળ શોધવા માટે તે ચોતરફ ફરવા લાગ્યો. દેવસ્થાનના પાસેના ખૂણામાં પાણીથી ભરેલો એક માટીનો ઘડો તેના જોવામાં આવતાં તે ઘડો બે હાથે ઉપાડીને પાણી પીવાની તૈયારી કરવા લાગ્યો.

આ મન્દિરમાં સંન્યાસીના સામે સફેદ આરસપહાણની એક સુન્દર મૂર્તિ હતી. આ મૂર્તિના પાછળના ભાગમાંથી એક અનુપમ સૌન્દર્યમયી બાલિકાએ બહાર આવીને પાણી પીવાની તૈયારી કરતા પ્રવાસીના બને હાથ પકડી લીધા. અને તેને પાણી પીતા અટકાવવા

લાગી. યુવાન ભયભીત તો ન થયો, પણ તેને અજાયબી લાગી. આ બાલિકા ક્યાંથી આવી. તેની ખબર પડી નહિ. પાણી પીતાં તે શા માટે અટકાવતી હશે, તેનુ રહસ્ય સમજાયુ નહિ. પ્રવાસી ફરીથી પાણી પીવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરન્તુ તે બાલિકા તેને પાણી પીવાજ દેતી નહોતી. જો તે પ્યાસથી વ્યાકુલ ન હોત તો આટલો બધો પ્રયત્ન કરત નહિ. પરન્તુ પ્યાસના લીધે તે એટલો બધો વ્યાકુલ થઇ ગયો હતો કે-કોઇ પણ રીતે મનસંયમ કરવો અત્યંત મુશ્કેલ, અને અનિવાર્ય હતો.

બાલિકા આ યુવાન પ્રવાસીને પાણી પીતાં રોકતી હતી, અને તૃષાતુર પ્રવાસીને ચાર વખત પાણી પીવાનો પ્રયત્ન કરતાં અટકાવ્યો હતો. આ દેખાવ જોઇને તે બાલિકાને સન્યાસીએ માથું હલાવીને ઇશારો કર્યો. ચતુર બાલિકા આ સંકેત સમજી ગઇ, અને તુરત ત્યાંથી અન્તર્ધ્યાન થઇ ગઇ.

પ્રવાસીને આ બનાવથી નવાઇ લાગી. તેણે બાલિકાના ગયા પછી તુરત પાણીનો ઘડો ઉપાડીને તૃષાને શાન્ત કરી. મન્દિરમાં દેવીની પ્રતિમાની પાછળના ભાગમાં એક ન્હાનો દરવાજો હતો. આ દરવાજા તરફ બાલિકા ગઇ હતી. અને ત્વરિત ગતિથી અદ્રશ્ય થઇ ગઇ હતી. દરવાજો બંધ થતા થએલા અવાજથી પ્રવાસીનું ધ્યાન તે તરફ ગયુ. અને તે બાલિકાની પાછળ જઇ આ ગુપ્ત રહસ્ય સમજવાની તેની તિવ્ર ઇચ્છા થઇ. પરન્તુ એવું સાહસ કરવું તેને વ્યાજબી લાગ્યું નહિ. હવે મન્દિરમાં વધારે વખત રહેવુ તેને વ્યાજબી નહિ લાગવાથી તે બહાર જવાની તૈયારી કરવા લાગ્યો. પરન્તુ તેને બહાર ન જતાં પોતાના સામે બેસવાનો સંન્યાસીએ પોતાના હાથથી ઇસારો કર્યો,

પ્રવાસી મૌન ધારણ કરી સંન્યાસીની આજ્ઞાને આધિન થઈને તેમના સામે બેસી ગયો. શિતળ જળપાન કરવાથી તેનુ હૃદય તૃપ્ત થયુ હતુ એકાગ્ર દૃષ્ટિથી દેવપૂજન કરતા દિવ્યમૂર્તિ–સ્વરૂપ સંન્યાસી તરફ પ્રવાસી જોઈ રહ્યો હતો. પરન્તુ પ્રતિમાની પાછળ અદૃશ્ય થએલી બાલિકા સબંધી પ્રવાસીના હૃદય–સાગરમાં અનેક પ્રકારના વિચાર–તરંગો ઉછળી રહ્યા હતા.

લગભગ અડધા કલાક સુધી સન્યાસીના સામે પ્રવાસી બેસી રહ્યો સન્યાસી હજુ દેવ–પૂજન કરી રહ્યા નહોતા. વધારે વિલંબ થતો હોવાથી પ્રવાસીએ વિચાર કર્યો કે:—

" હવે મ્હારે નકામુ અહી શા માટે બેસી રહેવુ જોઇએ ' આ સન્યાસી તો કોઇ વિચિત્ર વ્યક્તિ જણાય છે; વધારે વખત વ્યતિત કરવાથી અહીંજ સ્હાજ પડી જશે. અને મ્હારા સિપાઇઓ ફીકર કરશે."

જે બાલિકાને તેણે જોઇ હતી, તે બાલિકાને ફરીથી એક વખત જોવાની તેની ઇચ્છા થઇ. સંન્યાસીનુ ધ્યાન દેવ–પજનમા હતુ. પ્રવાસીએ વિચાર કર્યો કે.- -

" સન્યાસી મહારાજ પૂજાની પૂર્ણાહુતિ કરી રહે તેટલા સમયમા મન્દિરની બહાર જઇને તે બાલિકાની શોધ કરૂં તો ઠીક !

મન્દિરમાથી બહાર જવાને તે ફરીથી તૈયાર થયો પરન્તુ તેનો પગ અચેતન થઈ ગયો. સન્યાસીની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાની તેના હૃદયમા હિંમત ન રહી. આ વખતે મન્દિરની બહાર વૃક્ષ સાથે તેણે બાંધેલા પોતાના અશ્વનો ખોખારો સાંભળ્યો. મન્દિરમા આવ્યા પછી પ્રવાસી પોતાના તરસ્યા ઘોડાને પાણી પાવાનુ ભૂલી ગયો હતો. હવે તે યાદ આવતાં મ્હોટા અવાજથી બોલવા લાગ્યો કે

"મહારાજ ! મ્હારો ઘોડો મન્દિરની બહાર તરસ્યો બાંધી ગયો છે. આપ તેને પાણી પાવાનો બંદોબસ્ત કરાવી આપો તો આપનો આભારી થઇશ !"

પ્રવાસીનો અવાજ મન્દિરના વિશાળ ઘુમ્મટમાં અથડાયો. અને તે પ્રતિશબ્દો શ્રવણ કરતાં તે વિસ્મિત્ થયો.સંન્યાસીએ પ્રવાસીની પ્રાર્થના સાંભળી તેને વધુ નહિ બોલતાં ચુપ રહેવાનો ઇસારો કર્યો. અને પ્રવાસીને કહેવા લાગ્યા.

"યુવક ! ત્હેં આજે ધર્મ-વિરૂદ્ધ કાર્ય કર્યું છે. ત્હારો મનસ્વી સ્વભાવ ભવિષ્યમાં ત્હારૂં અહિત કરશે, એમ મ્હને જણાય છે. સાંભળ ! મ્હારી જ્યોતિષ ગણત્રીમા ત્હારા ભવિષ્યના જીવનનો ભેદ મ્હને સમજાઇ ગયો છે. અધર્મી યુવાન ! એક દિવસ તુ આ વિસ્તૃત આનદપુર રાજ્યનો માલિક થઇશ. પરન્તુ ત્હારો રાજધર્મ ભૂલીને "અન્યાય, અને અધર્મ આદરતા ત્હારા સંસાર-સુખનુ સત્યાનાશ વળી જશે." પ્રભુની એ ઇચ્છા, આજ્ઞા, અને લીલા છે. જા ! હવે ત્હને જવાની રજા આપુછું. ત્હારા રાજધર્મનું યથાર્થ પાલન કરવાનુ ભૂલીશ નહિ !"

સન્યાસીની ભવિષ્યવાણી સાંભળીને પ્રવાસી દિગમૂઢ બની ગયો. તેણે સન્યાસીને અનેક વાતો પૂછવાની ઈચ્છા કરી, તેના હૃદયમા ઉત્પન્ન થએલી વિવિધ શકાઓનું સમાધાન કરવાની તિવ્ર જીજ્ઞાસા થવા છતા એક શબ્દ પણ તેનાથી બોલી શકાયો નહિ. સન્યાસીની તેજસ્વી મૂતિ પાસે તેના હૃદયનું બળ શીથિલ થઇ ગયુ અને અસ્વસ્થ સ્થિતિમા મૌન ધારણ કરીને, તે મન્દિરમાંથી બહાર આવ્યો. કોઇ સબળ અને અદ્રશ્ય વ્યક્તિએ તેને ધક્કો મારીને બહાર કહાડી મુકયો હોય એવી તેના હૃદયમા ભ્રમણા થઈ. "તું રાજા થઇશ, રાજધર્મથી વિરૂદ્ધ ચાલતાં ત્હારા સસાર-સુખનુ સત્યાનાશ વળી જશે, અને પ્રભુની એ

આજ્ઞા–ઇચ્છા–અને લીલા છે" એજ ત્રણ વાક્યો તેના કાનમા ગુંજાર કરી રહ્યાં હતાં. પ્રવાસી થોડા સમય સુધી 'કિં કર્ત્તવ્ય વિમૂઢ' બની મન્દિરની બહાર આવેલા ઓટલા ઉપર ઉભો રહ્યો. ઘોડાનો અવાજ સાંભળી પગથીયા ઉતરીને આગળ ચાલવા લાગ્યો. અને તેની દૃષ્ટિએ એક ચમત્કારિક બનાવ બનતો જોઇને તે ચમક્યો. "અહા ! આ શુ ? કેવું આશ્ચર્ય ! આ તો પેલી સુંન્દર બાલિકા !" પ્રવાસીના અંતઃકરણમાં અવનવા વિચારો ઉછળી રહ્યા.

પોતાના તૃષાતુર ઘોડાને તે બાલિકા પાણી પાતી હતી, આ દેખાવ જોઇને તેના આનંદની સીમા ન રહી. કારણ કે તે બાલિકાને એક વખત ફરીથી જોવાની, અને કેટલીક વાતો પુછવાની તેની ઇચ્છા પ્રબળ થઈ હતી. સંન્યાસીએ કહેલા ભવિષ્યની વાતોથી પ્રવાસીના હૃદયમાં નવિન ભાવના જાગ્રત્ થઈ હતી, તેથી બાલિકા પાસેથી કઇક ખુલાસો મળી શકશે. એમ ધારીને તે પોતાના ઘોડા પાસે ગયો અને સાહસ ધારણ કરીને પૂછવા લાગ્યો.

"બાળા ! ત્હમે કોણ છો ? સન્યાસી મહારાજનો ઇતિહાસ ત્હમે જાણો છો ? આ સ્થળે ત્હમે કેટલાં વર્ષોથી રહોછો ? અને ફરીથી અહીં ત્હમારી તથા સ્વામીજીની મુલાકાત થશે કે નહિ ?"

બાલિકાએ એક પણ પ્રશ્નનો પ્રત્યુત્તર ન આપ્યો. તેનુ ધ્યાન ફક્ત ઘોડાને પાણી પાવામાંજ રોકાયુ હતુ. જ્યારે ઘોડો પાણી પીને તૃપ્ત થયો. ત્યારે તે મન્દિર તરફ ચાલવા લાગી. પૂછવામાં આવેલા પ્રશ્નોમાં એક પણ પ્રશ્નનો જુવાબ ન મળવાથી તે બાલિકા પ્રત્યે પ્રવાસીના હૃદયમા જરા ક્રોધ જાગ્રત્ થયો. પણ લાચાર ! તેનો ઇલાજ નહોતો. આ અહંકાર બાલિકાના અનુચિત વ્યવહારથી તેને કઇક ચમત્કાર થયો

હોય એમ લાગ્યુ, અને નિરાશ થઇને ઘોડાને વૃક્ષથી છુટો કરીને જે માર્ગે તે આવ્યો હતો, તેજ રસ્તે પાછા જવાની તૈયારી કરવા લાગ્યો.

બાલિકા મન્દિરમાં ગઇ, અને સન્યાસીના સામે જોઇ રહી દેવ પૂજન કરીને નિવૃત્ત થએલા સંન્યાસીએ દેવીની પ્રતિમા પાસે રાખેલા ખન્જર તરફ આંગળી રાખીને ધીમેથી કંઇક ગુપ્તભાષાના શબ્દો બોલ્યા. ચતુર બાળા આ ઇસારો તુરત સમજી ગઇ. અને દેવીની પ્રતિમા પાસેથી ખન્જર ઉપાડી લઇને ઉતાવળી મન્દિરમાંના ગુપ્તદ્વારે બહાર નીકળી. અને ઘોડેસ્વાર થઇ ચાલ્યા જવાની તૈયારી કરતા પ્રવાસોની દૃષ્ટિ પડે તેવા સ્થળે આવીને ઉભી રહી.

મુસાફર યુવાન વિચાર વમળમાં અટવાઇ ગયો હતો. તેની દૃષ્ટિ મન્દિરના દરવાજા તરફ હતી. સંન્યાસીએ કહેલી ભવિષ્યવાણીને ભેદ આ આશ્રમની બાલિકા સમજાવી શકશે, એવી તેણે રાખેલી આશા અને શ્રદ્ધા અફળ થઇ હતી. બાળાનો મૌન વ્યવહાર તેને દુઃખદાયક લાગ્યો હતો. અચાનક તેની દૃષ્ટિ અરણ્ય-બાલા તરફ પડી. પ્રવાસીનુ દૃષ્ટિ-મિલન થતાજ મ્યાનમાથી ખન્જર બહાર કહાડીને પોતાના જમણા હાથની આંગળી પ્રવાસી તરફ લમ્બાવીને રૂવાબદાર અવાજથી બાલિકા કહેવા લાગી:—

" યુવક ! સાવધાન ! એક દિવસ આજ ખન્જરથી મ્હારા હાથે ત્હારૂં મૃત્યુ થશે પ્રભુની એજ આજ્ઞા, ઇચ્છા, અને લીલા છે "

બાલિકાનુ આ હૃદયભેદક વાક્ય સાંભળીને પ્રવાસી ઘોડાપરથી નીચે ઉતરી પડયો. તેના આંખે અંધારા આવી ગયાં, અને ભવિષ્યની ઘટનાઓ સંબંધી સ્પષ્ટિકરણ કરવા તે દિવાનાની માફક બાલિકા તરફ દોડવા લાગ્યો. પરન્તુ લાચાર ! તે અરણ્ય-બાળાને જોઇ શકયો નહિ.

અકસ્માત મન્દિરનું મુખ્યદ્વાર બંધ થઇ ગયુ હતું. પ્રવાસીએ જોયુ તો, તે બાલિકા નથી. બધ થએલાં દ્વારપર જોરથી વારંવાર ધક્કા મારવા છતાં બારણાં ઉઘડ્યાં નહિ. આખરે નિરાશ થઇને મન્દિરની ચોતરફ તે ફરવા લાગ્યો. અને સ્વામીજી તથા બાલિકાને બારણાં ઉઘાડવા માટે વિનીતભાવે બુમો પાડવા લાગ્યો. પરન્તુ તેની અભ્યર્થના સફળ થઇ નહિ. મન્દિરમાંથી તેને પ્રત્યુત્તર ન મળ્યો.

જે વિર હૃદયમાં કોઇ પણ વખતે ભય ઉત્પન્ન થયો નહોતો. તેજ હૃદયમાં આજે ભયનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું. તેનુ શરીર એક પાંદડાની માફક ધ્રુજવા લાગ્યુ. તેની નજર સામે બાલિકા, અને તેના હાથમાં પકડેલું ખજર ચમકી રહેલું જોવામા આવતું હતુ. પોતાની આંખો અને હાથવડે દબાવી દેવા છતાં ખંજરની ભ્રમણા ન ગઇ. તે સ્વદેહનું ભાન ભૂલી ગયો હતો. જીવન અને મૃત્યુના પ્રશ્નોએ તેને મુઝાવી દીધો હતો- હાથમાં ઘોડાની લગામ પકડીને તે સાવધાન થઇ ગયો. અને ઘોડાપર સ્વાર થઇને જોરથી પગની એડી મારીને ઘોડાને અત્યંત વેગથી દોડાવી મૂક્યો.

"શું હું આનંદપુર રાજ્યનો માલિક થઇશ? શું તે બાલિકા મ્હને બતાવેલા ખંજરથી મ્હારૂ ખૂન કરશે? અને સન્યાસી તથા બાલિકાએ કહેલાં વચનો શું ભવિષ્યમાં સત્ય થશે?" આ ત્રણ પ્રશ્નોએ પ્રવાસીને દીવાનો બનાવ્યો હતો. તેના હૃદયમાં ડર વધતો જતો હતો. ઘોડાની લગામ ઢીલી કરીને તેને વેગપૂર્વક દોડાવી મૂક્યો. પ્રવાસીની જ્યાં જ્યાં દૃષ્ટિ પડતી હતી. ત્યાં ત્યાં બધે તેને શું દેખાતું હતુ? ફક્ત પેલુ બાલિકાના હાથમાં પકડી રાખેલું "**ખૂનીખંજર!**"

---

# પ્રકરણ ૨ જું.



## "સેનાપતિ જાલીમસિંહ."

**छिन्नोऽपि रोहति तरुः क्षीणोऽप्युपचीयते पुनश्चन्द्रः ।**
**इति विमृशन्तः सन्तः सन्तप्यन्ते न विप्लुता लोके ॥**

**ભાવાર્થ**—છેદેલું વૃક્ષ પણ ફરીથી ઉગે છે, અને ક્ષીણ થયેલો ચંદ્ર પણ ફરીથી વધે છે. એવી રીતે વિચારના સત્પુરુષો જગતમાં આપત્તિમાં આવવાથી સંતાપ કરતા નથી

**"ભર્તૃહરિ."**

ઘોડાને સંપૂર્ણ વેગથી જાલીમસિંહ દોડાવી મૂક્યો. બાલિકાએ બનાવેલા બખ્તરે તેને બેભાન બનાવ્યો હતો. સૂર્યાસ્ત થયા પછી તે પોતાની છાવણીમાં આવી પહોંચ્યો. સિપાઈઓએ કંઈક પૂછપરછ કરવા માંડી, પરન્તુ તેનો પ્રત્યુત્તર ન આપતાં ઘોડાપરથી ઉતરીને પોતાના તંબુમાં ગયો અને કપડાં બદલીને તુરત પથારીમાં પડ્યો. ચિંતાથી તેનું ચિત્ત અસ્વસ્થ થયું હતું. તેના હૃદયમાં અવનવા વિચારો આવતા હતા અને મુઝવણ વધતી જતી હતી.

"સંન્યાસીએ મ્હને કહ્યું કે—'તું રાજા થઈશ,' જો તેમ બને તો મ્હારા વડીલ બન્ધુ સ્વર્ગસ્થ અમરસિંહના પુત્ર વિજયસિંહની શી દશા? જ્યાંસુધી રાજગાદીનો વારસ યુવરાજ વિજયસિંહ વિદ્યમાન છે, ત્યાંસુધી મ્હને આનંદપુર રાજ્યની ગાદી શી રીતે મળે? શું વિજયનું મરણ થશે? આ અસાર સંસારમાં જીવનની એવી અનિશ્ચિત વસ્તુ શું

છે ? "હું રાજા થઇશ" આ ભવિષ્યવાણી સત્ય થશે કે અસત્ય ? અરે ! પેલુ ખંજર મ્હારી છાતીમાં મરાશે, આ કથનમાં રહસ્ય શું ? મ્હારૂં શું થશે ? રાજ્યપ્રાપ્તિ કે ખૂન ? અગર તો એ બને બાબતો મ્હારા નસિબમા લખાઇ હશે ?"

આવી રીતે અનેક પ્રકારના તર્ક વિતર્ક, સુખ અને શોકની શંકાઓએ જાલીમસિંહના હૃદયને રંગભૂમિ બનાવી. બને પ્રકારની કલ્પનાઓએ તેને પાગલ સમાન સ્થિતિમા મકયો હતો. તેના હૃદય-સાગરમાં ફરીથી વિચાર-તરંગો ઉછળવા લાગ્યા.--

"અરે ! તે પરમ લાવણ્યમયી બાળા નિષ્ઠુર થઇને તેના સુકોમળ હાથે મ્હારી છાતીમાં ખંજર મારીને મ્હારૂં ખૂન કરશે. આ બાબત શુ સંભવિત છે ?"

જાલીમસિંહ હસવા લાગ્યો. તેના મનમાંથી ભય દુર કરવા માટે ભવિષ્યવાણી પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન કરી. અને પથારીમાંથી ઉભો થઇ તંબુમા ચોતરફ આંટા મારવા લાગ્યો. તેના હાસ્યમાં તિરસ્કાર હતો. અભયતાની છાયા હતી.

"તદ્દન અસંભવ" જાલીમસિંહ મંદસ્વરે બોલવા લાગ્યો. "એ દેવ-મન્દિરમાંથી બહાર કહાડવા માટે તે ધૂર્ત સન્યાસીએ કદાચ મ્હને શંકાગ્રસ્ત કરવાની યુક્તિ કરી હશે કે શું ? એ સંન્યાસી પાખંડી તો નહિ હોય ? મનુષ્યના જીવનનું ભવિષ્ય કહેવાને શું મનુષ્ય સામર્થ્યવંત હોઇ શકે ? એવા ધુતારા લોકો ભોળા અને હૃદયની નિર્બળતાવાળા મનુષ્યોને સ્વેચ્છાનુસાર ઠગવા માટે આવી રીતે ભવિષ્યવાણી કહીને પોતાનો પ્રભાવ દર્શાવતા હોય, એમ માનવુ તે શુ ખોટું છે ? સન્યાસી અને તે બાલિકાના શબ્દોમાં શા માટે શ્રદ્ધા રાખવી જોઇએ ?"

જાલીમસિંહ ધિરજ ધારણ કરીને પથારીમાં સુઈ ગયા. તેના અંતઃકરણમાંથી ભય દુર કરવાના પ્રયત્નોની કંઈક અંશે અસર થઇ. ભવિષ્યવાણી તેને અર્થ વગરની. રહસ્ય વિનાની, અને શંકાયુક્ત લાગી હતી. પથારીમાં સુતાં સુતાં તેનું હૃદય કેટલાક ગંભીર પ્રશ્નોનું તત્વશોધન કરી રહ્યું હતું.

મધ્યરાત્રિ થઇ હતી, સેનાપતિ જાલીમસિંહના તંબુમાં એક ઝાંખો દીવો સળગતો હતો. આખા દિવસના પરિશ્રમથી જાલિમસિંહને પુષ્કળ થાક લાગ્યો હતો. તેણે નિંદ્રાધિન થવાના વારંવાર પ્રયત્નો કરવા છતાં આજે તેને ઉંઘ આવતીજ નહોતી. આંખો બંધ કરીને શાન્ત મનથી તે નિદ્રાધિન થવાનો સંકલ્પ કરીને પથારીમાં પડી રહ્યો. પરન્તુ લાચાર! અત્યારે તેના જીગરમાં શાન્તિ નથી. અને જ્યાં શાન્તિ નથી ત્યાં આરામ પણ નજ હોય! સેનાપતિનું ચિત્ત શાન્તિથી દુર હતું. અને તેના પરિણામે અશાન્તિનુંજ સામ્રાજ્ય વ્યાપ્ત થયું હતું.

યુદ્ધવિર જાલીમસિંહ સ્વસ્થ થઇને પથારીમાં પડ્યો હતો. અને નિંદ્રાદેવીની આરાધના કરતો હતો. મહા મુશ્કેલીએ તેને ઉંઘ આવી. અલ્પ સમયમાંજ જાલીમસિંહને આજના બનેલા બનાવોનું સ્વપ્નું આવવા માંડ્યું. અને તે સ્વપ્નામાં જાણે દેવમન્દિરવાળી બાળા ભયંકર સ્વરૂપમાં હાથમાં તેજસ્વી ખંજર લઇ તેની છાતી ઉપર ધરીને ખૂન કરવા માટે ઉભી રહી હોય, એવો દેખાવ જોવામાં આવ્યો. જાલીમસિંહની નિંદ્રા ઉડી ગઈ. અને એક કારમી ચીસ પાડીને પથારીમાંથી બેઠો થઇ ગયો. અને આંખો ઉઘાડીને ચોતરફ નજર ફેરવવા લાગ્યો. પરન્તુ કોઈ જોવામાં આવ્યું નહિ. " અરે! આ શું? મ્હને અત્યારે સ્વપ્નામાં શું દેખાયું? એ ખંજરધારિણી અરણ્યબાળા ક્યાં ગઈ?

આ બનાવ સત્ય હશે, કે માત્ર ભ્રમણા ? મ્હને કંઈ ખબરજ પડતી નથી ! શું કરું ?" આવા વિચારો વિદ્યુતગતિએ તેના મનપ્રદેશમાં ફરી વળ્યા. તેની મનોદશા વિચિત્ર પ્રકારની થઈ ગઈ. અને પુન હૃદયમાં નિર્બળતા વ્યાપ્ત થઈ યુદ્ધવિરની શૌર્યતા દિવ્યતા નિસ્તેજ થઈ ગયા.

તંબુની બહાર ચોકી કરતા પહેરગીરોએ જાલીમસિંહે પાડેલી કારમી ચીસ સાંભળી હતી. પરન્તુ પોતાના સેનાપતિના બંધ કરેલા દરવાજાવાળા તંબુમાં પેસીને પુછવાનું સાહસ તેઓ કરી શક્યા નહિ. પહેરગીરો માત્ર હુકમની રાહ જોઈને ઉભા રહ્યા હતા.

એક મુસલમાન બાળાએ હાથમાં ખંજર લઈ ખૂન કરવાની આપેલી ધમકીથી મહાન પ્રતાપી અને અર્જુન ગણાતો વિરવર્ય જાલીમસિંહ સ્વપ્નાવસ્થા પછી તદ્દન નામર્દ સમાન બની ગયો. હવે આ સ્થળે વધુ સમય રહેવું એ સલામત નથી એમ સમજીને તેણે પોતાના મીત્ર નરેન્દ્રપ્રસાદને બોલાવી લાવવાનો તંબુની બહાર ચોકી કરતા પહેરગીરોને હુકમ કર્યો. અને પોતે કપડાં બદલીને આનંદપુર તરફ ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યો.

નરેન્દ્રપ્રસાદ પાસેના તંબુમાંથી તુરત આવીને જાલીમસિંહ પાસે હાજર થયો. સેનાપતિની અસ્વસ્થ પ્રકૃતિ જોતા તે વિસ્મીત થયો આવી રીતે અકસ્માત બોલાવવાનું કારણ તેના સમજવામાં આવ્યું નહિ.

" નરેન્દ્ર ! અત્યારે કેટલાંક ખાનગી કારણોથી મ્હારે આનંદપુર તરફ જવાનું છે. તમે સૈનિકો અને સુભટોને હવે બરાબર સંભાળપૂર્વક ત્યાં આવશો. આ બધી જોખમદારી હું તમને સોંપું છું. જાઓ ! મ્હારી સાથે આવવા માટે ત્રણ–ચાર ઘોડેસ્વારોને જલદીથી તૈયાર કરો !"

"આપને આવી રીતે તાત્કાલિક જવાની આમ જરૂર શા માટે ? "

"તે બાબત હુ તમને જણાવવા ઇચ્છતો નથી."

"ઠીક ! આપની આજ્ઞાનુસાર હુ લુંટારાઓને બરાબર કબજામા રાખીને ત્રણેક દિવસે આનંદપુર આવી પહોંચીશ."

નરેન્દ્રપ્રસાદ નમન કરીને ચાલ્યો ગયો. અને ચાર ઘોડેસ્વારોને તૈયાર કરાવી સેનાપતિને ખબર આપી. ઝાલીમસિંહ પોતાના ઘોડાપર બેઠો. અને નાયક નરેન્દ્રપ્રસાદના હુકમ મુજબ વર્તવાની સૈનિકોને સૂચના આપીને પોતાના ઘોડાને દોડાવી મુકયો.

પ્રાતઃકાળ થવા આવ્યો હતો. ભગવાન સૂર્યનારાયણ ઉદય થવાની તૈયારીમાં હતા. સેનાપતિના એકદમ ચાલ્યા જવાનુ કારણ કોઇ પણ સમજી શકયુ નહિ. ઝાલીમસિંહ અને નરેન્દ્રપ્રસાદ બને બાળસ્નેહી હતા. તે બને વચ્ચેની મિત્રતા સાત્વિક અને પ્રશસાપાત્ર હતી. કોઇ પણ સમયે ઝાલીમસિંહે આવો અનુચિત વ્યવહાર દર્શાવેલો નહિ હોવાથી નરેન્દ્રપ્રસાદને નવાઇ લાગી હતી. સૈનિકો પણ અજાયબ થયા હતા.

દિવસ અને રાત્રિ મુસાફરી કરીને સેનાપતિ ઝાલીમસિંહ પોતાના ચાર અગરક્ષકોસહ આનદપુર આવી પહોચ્યા દૂરથી રાજમહેલનો ભવ્ય દરવાજો દેખાયો, હવે ઝાલીમસિંહને અવનવા વિચારો આવવા લાગ્યા હતા. થોડો સમય શાન્તિ ધારણ કરવા ઘોડાને થોભાવ્યો. અને પોતાના અગ–રક્ષકોને રજા આપીને છુટા કર્યા.

'પિતાજીને શું કહેવું ?' ઝાલીમસિંહ વિચારમાળા ગોઠવવા લાગ્યો. 'કેદ કરેલા લુટારાઓ, અને સૈનિકોનો ત્યાગ કરીને આમ નાસી આવવાનું કારણ શુ બતાવીશ ? ત્યારે શુ પિતાજીને ખરી હકીકત

કહું ? ના ! એક સામાન્ય બાલિકાના ડરથી હું નાસી આવ્યોછું, એમ કહેવુ એ તો શરમ ભરેલુ, અને મ્હારી ઉજ્વલ કિર્તીને કલંક દેનારૂં કહેવાય. ત્યારે મ્હારે કહેવું શુ ? હવે અહીંથી પાછો જાઉં ? ના !"

મહારાણાને શુ કહેવુ, એ બાબતનો પોતાના મનમાં નિર્ણય કરીને જાલીમસિંહે ઘોડાને રાજમહેલ તરફ ચલાવ્યો દરવાજામાં પેમતાંજ પહેરગીરોએ તેને નમન કર્યું. જાલીમસિંહ ઘોડાપરથી ઉતરીને રાજસભામાં ગયો. અને મહારાણાને સવિનય પ્રણામ કરીને એક આસનપર બેસી ગયો.

"કેમ ! બેટા જાલીમ ! તું આવ્યો ? ત્હારી પ્રજા તો સારી છે ને ? આપણી ધારણા સફળ થઇ કે કેમ ?" મહારાણા પૂછવા લાગ્યા.

"હા, પિતાજી ! હુ અને મ્હારા તમામ સૈનિકો કુશળ છીએ. આપના શુભાશીર્વાદથી મ્હે તમામ લુટારાઓને કેદ કરીને રાજનગરની પાસેના જગલમાં નરેન્દ્રપ્રસાદને સોપ્યા છે. તે આવતી કાલે અગર પરમદિવસે લુંટારાઓની સોળ માણસોની સંખ્યાને લઇને અહીં આવી પહોચશે. મ્હારી ત્યાં ખાસ જરૂર જેવું નહિ હોવાથી આ શુભ સમાચાર આપને નિવેદન કરવા માટે હુ અહી જલદીથી આવ્યોછુ. કેટલાક દિવસોથી આપનાં દર્શન નહિ થએલાં હોવાથી મ્હારૂં ચિત્ત બહુજ વ્યાકુળ થયુ હતુ" જાલીમસિંહે પોતાનો અગાઉથી ગોઠવી મુકેલો પ્રત્યુત્તર આપ્યો.

"સાબાસ ! બેટા જાલીમ ! ત્હે આનંદપુર રાજ્યના ગૌરવમાં ચિરસ્મરણીય વૃદ્ધિ કરી છે. અને એક આદર્શ રાજપૂતને છાજતી ફરજ બજાવી છે. મ્હારી પ્રાણાધિક પ્રજાને સુખ અને શાન્તિ ભોગવવાની સ્થિતિમાં મુકવા માટે હુ ત્હને ધન્યવાદ આપુછું. પરમાત્મા ત્હારૂં કલ્યાણ કરો !"

વૃદ્ધ મહારાણાના હર્ષનો પાર રહ્યો નહિ. રાજસભામાં હાજર રહેલા રાજકર્મચારીઓએ તથા નગરજનોએ જાલીમસિંહને અભિનન્દન આપ્યું. અને આ અપૂર્વ વિજયની ખુશાલીમાં નરેન્દ્રપ્રસાદ આવ્યા પછી આનંદપુરમાં આનન્દોત્સવ કરવાની મહારાણાએ મનોભાવના જાહેર કરી. એ પ્રતાપી અને પ્રજાપ્રિય રાજનના શબ્દોને તમામ લોકોએ જયનાદથી વધાવી લીધા. અને રાજસભા વિખરાઈ ગઈ.

મનુષ્ય–મનના રહસ્ય જેવી વસ્તુ આ સંસારમાં બીજી કઈ હશે? કોઈ સમયે અગમ્ય ભાવના ઉપસ્થિત્ થાય છે. અને તે ભાવનામાં બીજીજ પળે પરિવર્ત્તન થતાં મૂળ સ્થિતિની જરાપણ સ્મૃતિ રહેતી નથી. સેનાપતિ રાજકુમાર જાલીમસિંહ જે કારણથી આનંદપુર આવ્યો હતો, તે કારણ આનન્દોત્સવ ઉજવવાની પ્રવૃત્તિમાં ભુલી ગયો. તેના હૃદયમાં હવે દેવમન્દિર, સંન્યાસી, અરણ્યબાળા, અને ખંજરનું સ્મરણ નથી. માનવ–પ્રકૃત્તિનો એ કેવો પ્રભાવ!!!

---

## પ્રકરણ ૩ જું.

——x x——

### "હું મહારાણી થઇશ!!!"

॥ मनसा चिन्तितं कार्यं दैवमन्यत्तु चिन्तयेत् ॥

**અર્થ:—**મનમાં એક કાર્ય ધારેલું હોય છે, પરન્તુ દૈવ કાંઇ બીજું જ ધારી રહ્યો હોય છે.

એક વિશાળ અને રમણીય રાજભવનમા બે સુન્દર યુવતીઓ હીંચકા ઉપર બેસીને વાર્તાવિનોદ કરતી હતી. એકની ઉમ્મર સત્તર વર્ષની અને બીજીની ઉમ્મર પંદર વર્ષની હતી. તે બને અત્યુત્તમ રૂપવાન અને પ્રભાવશાળી દેખાતી હતી. મોટી ઉમ્મરની યુવતિ ત રાજકુમાર જાલીમસિંહની, અને ન્હાની યુવતિ યુવરાજ વિજયસિંહની ધર્મપત્નિ હતી. આ બને સુંદરીઓ મનહરપુરના રાજા સત્યસિંહની પુત્રીઓ હતી. પોતાના સ્નેહી રાજા સત્યસિંહના આગ્રહથી તેમની બને પુત્રીઓનો લગ્ન-સબંધ મહારાણા રાજસિંહે પોતાના પુત્ર જાલીમસિંહ તથા પૌત્ર વિજયસિંહ સાથે કરાવ્યો હતો

રાજકુમારની પત્નિનુ નામ રાજબા હતુ. તેના સ્હામી નજર કરવાથી આંખો અંજાઈ જતી હતી અને તેની અનુપમ સૌન્દર્ય-પ્રભાની અદ્ભૂત અસર થતી હતી. રાજબાની ચમકતી આંખો, રૂવાબદાર શબ્દો, અને વિચિત્ર હાવભાવનુ અવલોકન કરતાં સુવર્ણના પ્યાલામાં હલાહલ વિષ ભરેલુ હોય એમ ખાત્રી થતી હતી.

રાજબાની ન્હાની બ્હેન પ્રભાવતીનુ લગ્ન યુવરાજ વિજયસિંહ સાથે થયુ હતુ. પ્રભાવતીમા રૂપ અને ગુણ બનેનુ મિશ્રણ થએલુ હોવાથી તેને એક પવિત્ર દેવીસ્વરૂપ સમજીને તેનું પૂજન કરવાની વૃત્તિ થતી હતી. તેની અમીદૃષ્ટિ, સભ્યતા મધુરવાણી, અને પવિત્રતા સર્વત્ર પ્રશંસાપાત્ર થતા હતા.

પ્રભાવતીનું લગ્ન યુવરાજ વિજયસિંહ સાથે થયું એજ કારણથી રાજબાના મનમા કંઈક પરિવર્તન થયુ હતું બાલ્યાવસ્થામાં પોતાની ન્હાની બ્હેન પ્રત્યે જે સાત્વિક અને અનુપમ ચાહના હતી તે, ક્રમશ ઘટવા લાગી હતી રાજબા હવે અસંતુષ્ટ રહેતી હતી આમ થવાનુ કારણ

પ્રભાવતીના સમજવામા આવતુ નહોતુ. તે પોતાની વડીલ બ્હેનને પ્રસન્ન રાખતી, અને તેની આજ્ઞાને આધિન રહેવામાં પોતાનુ કર્તવ્ય સમજતી હતી પરન્તુ તેનુ પરિણામ કઇજ આવ્યુ નહિ. રાજબાના હૃદયમા અદેખાઇની આગ ધીરેધીરે વધતી હતી. અને તે ભેદ કોઇ પણ વ્યક્તિના જાણવામાં-સમજવામાં આવ્યો નહોતો.

રાજભવનમા આજે રાજબા અને પ્રભાવતી પોતાની સાહેલીઓ સાથે વાર્તા-વિનોદ કરતા હતા. પરન્તુ તેમાં રાજબાએ સપૂર્ણ રીતે ધ્યાન આપ્યુ નહોતુ. તેના દિલમાં તો જુદીજ ઘટના રચાતી હતી. પ્રભાવતી ભવિષ્યમાં મહારાણી થાય. એજ બાબત રાજબાના જીગરને કંટક-સમાન ખુચતી હતી. અને એ બનાવ તેને અસહ્ય-અરૂચીકર જણાતો હતો રાજબા હીંચકાપરથી ઉઠીને પોતાના શયનભુવનમા ગઇ, અને ભવિષ્યના ધ્યેયનો વિચાર કરવા લાગી:—

'પ્રભાવતી શુ મહારાણી થશે? હુ તેનાથી ઉમ્મરમા મ્હોટી હોવા છતા તેની જીવનપર્યંત તાબેદારી સ્વિકારીને અનિચ્છાએ પણ શુ તેના તરફથી થતા હુકમને માન આપવા જેવી સ્થિતિ પ્રાપ્ત કરીશ? કદી નહિ! ઇશ્વરે મ્હારામાં પણ મહારાણી થવાના તમામ સદ્ગુણો ભરેલા છે, પ્રભાવતી! તને મહારાણી નહિજ થવા દઉં! મ્હારામાં શું નથી? મ્હારા સ્વામીનાથ પણ બહાદુર અને સકળ સદ્ગુણાલંકૃત છે. તે આનદપુર રાજ્યના મહારાજા થશે. અને '**હુ મહારાણી થઇશ!**"

આ પ્રમાણે મનોરાજ્યમાં વિહાર કરતી રાજબાના કાને રાજ-સભામા થતા જયનાદ સાભળવામાં આવ્યા. તેણે પોતાની દાસી માલતીને શયનભુવનમાં બોલાવી. અને સત્તાધારી અવાજથી કહેવા લાગી:—

અલી, માલતી ! જરા બહાર જઇને જોઇ આવતો ખરી. આટલા બધા કોલાહલ શાનો થાય છે ? લોકોની જયધ્વનિ, અને વાજીંત્રના અવાજ શું તને સંભળાતા નથી ? જા ! બહાર જઇને જોઇ આવ ! શાની ગરબડ થાય છે. જલદીથી પાછી આવીને મને ખબર આપજે "

રાજબાની આજ્ઞા મુજબ માલતી તુરત બહાર ગઇ. રાજસભા તે વખતે બંધ થઇ ગઇ હતી. રાજકુમાર જાલીમસિંહ અને મહારાજા બને રાજસભામાંથી બહાર નીકળીને શાન્તિસદનમા ચાલ્યા ગયા હતા. માલતીએ, તમામ સમાચાર સૈનિકોને પુછીને જાણી લીધા. અને ઉતાવળી ચાલથી રાજબા પાસે જઇ પહોચી. અને વધામણીના સમાચાર કહેવા લાગી

" બા ! એક ખુશખબર લાવીછું. "

" શું ? " રાજબાએ પુછ્યુ.

" આજે સેનાપતિજી વિજય પ્રાપ્ત કરીને સુખરૂપ અહીં પધાર્યા છે." માલતીએ કહ્યુ. "અને આવી વિજયપ્રાપ્તી થવા માટે આનંદોત્સવ ઉજવવા બાપુએ ખાસ હુકમ જાહેર કર્યો છે. "

આ સમાચાર સાંભળીને રાજબાને અવર્ણનીય આનંદ થયો. પોતાના પતિએ કરેલા પરાક્રમથી તેનુ હૈયુ હર્ષાવેશથી ઉછાળા મારી રહ્યુ.

" મ્હારી પ્રસન્નતા શા કામની ? ' રાજબા વિચારવા લાગી. " જ્યા સુધી હું મહારાણી ન થાઉં ત્યા સુધી મને આવા આનંદ-ઉત્સવની અસર કેમ થાય ? મ્હારા પ્રિયતમ ગમે તેટલા પરાક્રમો કરે, પરન્તુ તેથી કંઇ તેઓ આનંદપુરની રાજગાદીના માલીક નથી થવાના અરે ! તેમનુ અને મ્હારૂ જીવન તો વિજયસિંહ અને પ્રભાવતીના

આશ્વિન ન્હેવામાંજ વ્યતિત થશે હાય! પ્રભાવની! ત્હેંજ મ્હારા સંસાર સુખનું સત્યાનાશ વાળ્યું છે. તું મહારાણી થાય, અને હું તથા મ્હારા સ્વામીનાથ ત્હારા આશ્રિત તરીક જીવન વ્યતિત કરીએ. આ બધું મ્હારાથી તો સહન નહિજ થાય! ગમે તે પ્રકારે મ્હારેજ મહારાણી થવું, અને મનુષ્યોના નિયત કરેલા માર્ગો "યેન કેન પ્રકારેણ" પલટાવી દેવા."

રાજમાએ ભવિષ્યના સુખ-સામ્રાજ્યની ઘટના નિયત કરી સ્વાર્થના અન્ય માણસનું સ્વાતંત્ર્ય જરાપણ ઓંખી શક્તિ નથી. કહ્યું છે કે —

## ( સંગીત. )

"મનુષ્યની સ્વાર્થ- -મતી પલટાવે
"સદ્બુદ્ધિ સૌ દુર થઇ જતી, લાલચમા લપટાવે;
પાતકની પરવા નહિ રાખે પ્રભુતા સર્વ ગુમાવે.
મનુષ્યની, સ્વાર્થ -મતી પલટાવે.
"ભાઇ મરીને થાય કસાઇ, સુન્દરી શિર કપાવે;
સુત પણ શત્રુ સ્હેજે થાએ, પિતા દયા નવ લાવે.
મનુષ્યની, સ્વાર્થ--મતી પલટાવે.
'સાધુ પણ શયતાન થવાના, મતલબ મૂર્ખ બનાવે;
સ્વાર્થ-વૃત્તિ મળ પાપતણું છે, સત્ય નહિ સમજાવે.
મનુષ્યની, સ્વાર્થ-મતી પલટાવે.

"વિદ્યાકાન્ત."

---

# પ્રકરણ ૪ થું.

## બાળક-વિર નીરંજન.

“નળ નૃપત બાહુક હુઓ, વઢલ પારથ વિર;
હરિશ્ચંદ્ર મસાણી હુઓ એ દિવસાંમે તકસીર

“નળ રાજા બાહુક થયો, અર્જુન સરીખો વિરપુરૂષ વ્યંઢળ થયો, અને હરિશ્ચંદ્ર મસાણી થયો, એ એના દિવસનોજ વાંક!!”

**“કાઠીયાવાડી દુહો.”**

આનંદપુરરાજ્યની ચારે દીશાઓ તરફ પર્વતોના સંખ્યાબંધ શીખરો દ્રષ્ટિગોચર થતાં હતાં. જ્યાં જ્યાં નજર કરીએ ત્યાં ત્યાં તમામ સ્થળે અસંખ્ય વૃક્ષોનો જથ્થો દેખાતો હતો. આ પર્વતોની અંદરના ભાગમાં ફક્ત ભીલજાતિનું નિવાસસ્થાન હતું. રજપુતો અને મુસલમાનો વચ્ચેના યુદ્ધ પ્રસંગોમાં એ અસભ્ય, પરન્તુ વફાદાર અને નિડર ભીલ-જાતિએ પ્રાણાર્પણ કરીને પણ રાજપુતોના ગૌરવ તથા ભારત-સ્વાધિનતાની રક્ષા કરી હતી. અદ્યાપિ સુધી પણ એ વિર જાતિનું નામ ભરતખંડના ઇતિહાસમાં મશહુર છે ભીલ લોકો, સત્યપ્રીય, હૃદયના નિર્મળતાવાળા, અતિથી સત્કાર કરવામાં અત્યુત્તમ પદ્ધતિવાળા, વફાદાર, સાહસીક, અને ઐક્યતાનું સર્વાંશે પાલન કરવાના સદ્ગુણો-વાળા હોવાનું માન ધરાવતા હતા.

આ પહાડી મુલકમાં ભીલોનાં નાના નાના ગામ વસેલા હતાં. દરેક ગામમાં દસ-પંદર કે પચીસ ઘરોની સંખ્યામાં ઝુપડાં બાંધેલાં

હતાં અને તે ગામનુ રક્ષણ કરવાને સર્વાનુમતે ચુંટાએલો એક મુખી રહેતો હતો. તે મુખી પોતાની ફરજ બજાવતા નિષ્ફળ નીવડે તો તેને બરતરફ કરીને સજા કરવામાં આવતી હતી અને તેના સ્થાને નવા મુખીની નિમણુક થતી હતી

ભીલ જાતિ બળવાન હતી પણ સ્વતંત્ર નહોતી. રાજ્યાધિકારીઓની આપખુદી અને સ્વાર્થતા તેઓને વારવાર હેરાન કરતી હતી. અજ્ઞાન અને સાધનહીન લોકોને ગમે તે પ્રકારે અંકુશમાં રાખવાના પ્રયત્નો થતા હતા.

ભીલજાતિનો મુકરર કરેલો એકજ ધર્મ નહિ હોવાથી જુદા-જુદા ગામામા જુદા જુદા દેવ-દેવીઓની પૂજા કરવામા આવતી હતી. આ સ્થિતિ નાબુદ કરી માનવ-ધર્મનુ સત્ય-સ્વરૂપ સમજાવવા, અને ઉચ્ચ સસ્કારો દાખલ કરી ભીલજાતિને આદર્શ સ્વદેશભક્ત બનાવવા સ્વામી સ્નેહજ્યોતિ નામના એક મહાત્મા પરિશ્રમ કરી રહ્યા હતા.

સ્વામી સ્નેહજ્યોતિએ પોતાના શિષ્ય નીરંજનને ભીલજાતિનો નેતા બનાવ્યો હતો. બાર વર્ષની ઉમ્મરના આ બાળક વિર નીરંજનનો સમસ્ત ભીલજાતિપર અજબ પ્રભાવ પડયો હતો. યુવાન અને વૃદ્ધ, સબળ અને નિર્બળ તમામ ભીલ લોકોએ નીરંજનને પોતાનો નેતા સમજી તેની દરેક આજ્ઞાનુસાર ચાલવાની પ્રતિજ્ઞા લીધી હતી.

જ્યારે જ્યારે અરસ્પરસ વાદવિવાદ અને ગૃહ-કલહ, અગર લડાઈ થવાનો પ્રસગ આવતો હતો, ત્યારે એ બનાવ નાબુદ કરી અદલ ઇન્સાફ કરવા માટે ભીલ-લોકો નીરંજનના પાસે આવીને સાફ દિલથી અરજ કરતા હતા. અને નીરંજનના ચુકાદાને બને પક્ષ તરફથી માન્ય કરવામાં આવતો હતો. કેટલાક પ્રસંગોમાં નીરંજનની આજ્ઞાપાલક ભીલો

રાજ્યધિકારીઓના આપખુદી હુકમનો હિંમતથી અનાદર કરતા હતા. અને તેનું પરિણામ સહન કરવાની જીજ્ઞાસા રાખતા હતા. અજ્ઞાન જાતિપર ગુસ્સે થયેલા અધિકારીઓ મહારાણાને ભ્રાન્ત થવા માટે "ભીલ લોકો બેવફાદાર છે. રાજદ્રોહ કરે છે, અને લુટફાટ કરી પ્રજાવર્ગને સતાવે છે" એવી રીતે યુક્તિપૂર્વક સમજાવતા હતા. અને પોતાની યુક્તિઓ સફળ કરવા મહારાણાના હૃદયમાં ભીલજાતિ પ્રત્યે અસંતોષની વૃદ્ધિ કરતા હતા.

જેવી ભીલજાતિ બહાદુર છે, તેવાજ તેમનો મુખ્ય આગેવાન પણ એક નિડર અને ચાલાક બાળક-વિર છે. નીરંજન રાજકુમાર તો નથી તે કોઈ સરદારનો અગર જાગીરદારનો પુત્ર નથી. તેને લશ્કર બંગલા, હાથી, ઘોડા, અને લક્ષ્મીનો વૈભવ નથી તેને કોઇ સગા-સંબંધીઓ પણ નથી ફક્ત જૂદા જૂદા સ્થળે નિવાસ કરીને નાના ઝુપડાં બાંધીને જંગલમાં રહેતા અસંખ્ય ભીલ સબંધી છે. રહેવા માત્ર જંગલના મધ્યભાગમાં આવેલું એક નાનુ દેવ-મન્દિર છે. અને સ્વજનોમાં સ્વામી સ્નેહજ્યોતિ વગર બીજુ કોઇ નથી. એમ નીરંજન માનતો હતો.

"કર્મ છૂપે નહિ ભભૂત લગાયે" એ વાક્ય મુજબ આ બાળક-વિર નીરંજનની ભાગ્યરેખાઓનુ સૂક્ષ્મતાથી અવલોકન કરનારને તે ઉત્તમ કુળનો હોવાની ખાત્રી થતી હતી. ભીલોના શરીરના જેવો તેનો રંગ શ્યામ નહોતો. પણ ઉજ્વલ અને આકર્ષક લલાટ રેખાઓથી તેનો જન્મ ઉત્તમ જાતિમાં થયો હોય એમ લાગતું હતું નિરંજન કોનો પુત્ર હશે? કઇ જાતનો હશે? અને કયા ગામનો હશે? એ શંકાઓનુ સમાધાન થઇ શકતુ નહોતુ. અદ્વિતીય શૌર્ય-

વાન અત્યંત સ્વરૂપવાન, અને સદ્વિદ્યા–વિભૂષિત્ નીરંજનના જીવનનો ગુપ્ત ભેદ સ્વામી સ્નેહજ્યોતિ સિવાય બીજા કોઇના સમજવામાં આવ્યો નહોતો. પીઠપર મૃગચર્મ અને ધનુષ્ય-બાણ ભરાવી, બગલમાં એક નાની વીણા અને લટકતી તલવાર રાખીને, અને ગળામાં રૂદ્રાક્ષની માળાઓ ધારણ કરીને વિર નીરંજન વન-દેવ સમાન ગમે તેમ અરણ્યાટન કરતો હતો,

સન્યાસી સ્નેહજ્યોતિને નીરંજન અત્યંત પ્રિય શિષ્ય હોવાથી તેની બાર વર્ષની ઉમ્મર થતાં તેને ઉત્તમ પ્રકારની કેળવણી આપી હતી. રઘુવંશ, શકુન્તલા ઇત્યાદિ ગ્રંથોનો અભ્યાસ કરાવીને શ્રુતિ-સ્મૃતિ શીખવવાનો આરંભ કર્યો હતો. વીણા વગાડવામાં પણ નીરંજન ઉસ્તાદ બન્યો હતો. અને શારીરિક–બળ ખીલાવીને યુદ્ધવિદ્યામાં પણ અસાધારણ વિરતા પ્રાપ્ત કરી હતી.

સ્વામી સ્નેહજ્યોતિ કેટલાક વર્ષોપર ગંગાસ્નાન કરવા માટે ગયા હતા. નદીના કીનારાપર એક હૃદયભેદક દ્રશ્ય જોવામાં આવતાં સંસાર–બંધનથી વિમુક્ત સન્યાસીનું હૃદય શોકગ્રસ્ત થઇ ગયું. બે મૃતક દેહ સ્વામી સ્નેહજ્યોતિના જોવામાં આવ્યાં. જેમાં એક પુરૂષ અને એક સ્ત્રી હતી. જ્ઞાની પુરૂષોને મૃત્યુની ચિન્તા હોતી નથી પરન્તુ સ્વામીજીએ જ્યારે આ બે મૃત્યુશરણ થયેલાં દંપત્તિના વચ્ચે એક બે વર્ષના સુંદર બાળકને રડતો જોયો, ત્યારે તેમનું અંતઃકરણ દ્રવાયું. અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. છેવટે એ બાળકને ઉપાડી લીધું. અને મનમાં વિચાર કરવા લાગ્યા.

" અરે ! હજી પણ હૃદયની દુર્બળતા ! હજી પણ માયા ! મને હર્ષ અને શોક શા માટે ? અગીયાર વર્ષથી એકાન્તમાં કરેલી ગોગ

સાધના પણ સાંસારિક બન્ધન–અને–માયા તોડી ના શકી ! ! ઓ. પર-મકૃપાળુ પરમાત્મા ! ત્હારી લીલા અગમ્ય છે–અવર્ણનીય છે. ”

પોતાની માતાઅને પિતાના દેહથી દુર થયેલા બાળક રડવા લાગ્યો. સ્વામીજીએ બન્ને અચેતન શરીરોનો અગ્નિસંસ્કાર કરવાની વ્યવસ્થા કરી. અને તે નિરાધાર બાળકને તેડી લઇને રાજનગરના વન-પ્રદેશ તરફ ચાલવા લાગ્યા. લાંબી મુસાફરીના અન્તે રાજનગરના વન-પ્રદેશના મધ્યભાગમા આવી પહોંચ્યા અને ત્યાં આવેના એક દેવ–મન્દિ-રમાં નિત્યની નિવાસ કરીને અનાથ બાળકનુ પાલન કરવા લાગ્યા. આ બાળક તેજ ભીલસરદાર વિર નીરંજન ! ! !

પરિવર્તન એ કુદરતનો સર્વમાન્ય નિયમ છે. દસ વર્ષ વિતી ગયાં. અત્યારે નીરંજન બાર વર્ષની ઉમ્મરનો થયો છે. તેની મધુર-વાણી અપૂર્વ સંગીત કુશળતા, તીક્ષ્ણ બુદ્ધિ, વિલક્ષણ પાંડિત્ય, અસીમ બળ, અદ્ભૂત સાહસ અને અવર્ણનીય યુદ્ધકળા જોઇને સેંકડો ભીલો તેના પગ આગળ શીર ઝુકાવવા લાગ્યા અને નીરંજનને પોતાનો માલીક અધિપતિ સમજીને તેના હુકમનુ પાલન કરવા લાગ્યા હતા.

પ્રથમ પરિચ્છેદમા જણાવેલું દેવ–મન્દિર કે જેમાં સેનાપતિ જાલીમસિંહ તૃષા નિવારણાર્થે આવ્યો હતો, તેજ દેવાલયમાં સ્વામી જ્ઞાનજ્યોતિ અને બાળક–વીર નીરંજનનું નિવાસસ્થાન હતુ. આ નિર્જન વનમા ગુરૂ અને શિષ્ય કોઇ ગુપ્ત સ્થળે રહીને યોગાભ્યાસ કરતા હતા.

નીરંજન દરેક માસની અમાવાસ્યાના દિવસે મધ્યરાત્રિના વખતે અરણ્યવાસી તમામ ભીલોને એકઠા કરતો હતો અને તે તમામ લોકોને સ્વદેશ–ભક્તિનાં મંત્રો સમજાવતો હતો ‘ સ્વદેશની સેવા એજ પ્રત્યેક મનુષ્યનો સર્વોત્કૃષ્ટ સ્વધર્મ છે. ” એવી ભાવના ઉત્પન્ન કરાવીને ભીલો

ભીલોને સ્વદેશ-સેવક બનાવતો હતો. ખાસ જરૂરના પ્રસંગે ભીલમંડળ બોલાવવાની ફરજ પડતી હતી. તો નીરંજનની આજ્ઞા સુચવતો ભગવા રંગનો વાવટો એક ગામથી બીજા ગામ, અને એક પર્વતથી બીજા પર્વતમાં વિદ્યુતસમાન ગતિએ હાથોહાથ ફેરવવામાં આવતો હતો, અને એ ફરતા વાવટાને આમંત્રણની નીશાની સમજવામાં આવતી હતી. દેવ-મન્દિરમાં એકત્ર થએલા ભીલોની ખાનગી સભામાં નીરંજનના અધ્યક્ષપણા નીચે ભવિષ્યના રચનાત્મક કાર્યની ઘટના નિયત થતી હતી.

---

## પ્રકરણ ૫ મું.

### "ફસાયો.!"

---

" દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી શીખ હુ પાય;
જૈસે તજત ન શ્યામતા, બિષ શિવકંઠ સુહાય. "

**ભાવાર્થ**—મહાદેવજીએ ઝેરને પોતાના કંઠમાં રાખ્યું. તોપણ તેની કાળાશ મટી નથી. એ પ્રમાણે ગમે તેવું ઉચ્ચપદ મળે તોપણ દુષ્ટ માણસ દુષ્ટતા છોડતો નથી. " બીજા બધા માટે કાંઈ કાંઈ ઉપાયો બ્રહ્માને મળ્યા છે, પણ દુર્જનના સ્વભાવ બદલાવવાનો ઉપાય બ્રહ્માને પણ મળ્યો નથી."

રાજબા હવે પ્રથમના જેવી આનંદી રાજબા નથી. તે પોતાના નિવાસસ્થાનમાં રાત્રિદિવસ વિચારમાં-ચિન્તામાં નિમગ્ન રહેલી જોવામાં આવે છે તેને શાની ચીંતા છે તે કોઇના જાણવામાં-સમજવામાં આવતું

નથી. રાજબાના મનોભાવમાં પરિવર્તન થવાની સાથેજ તેની સુખ-શાન્તિનો લોપ થઇ ગયો છે. અને તેના સ્વભાવમાં પ્રતિદિન અધમતાનાં તત્વો દાખલ થતાં જાય છે.

આજે રાજબા પોતાના પ્રિયતમ જાલીમસિંહની સંપૂર્ણ સ્નેહભાવથી સેવા અને સત્કાર કરી રહી છે. આવા પ્રેમ અને સન્માન અગાઉ અનુભવેલા નહિ હોવાથી જાલીમસિંહ મુગ્ધ થયો અને પોતાની પ્રિયતમાની પ્રશંસા કરવા લાગ્યો. આ પ્રસંગે અચાનક રાજબા કહેવા લાગી:—

" નાથ ! ત્હમે રાજા ક્યારે થશો ! "

જાલિમસિંહ ચમક્યો અને કહેવા લાગ્યો—" રાજબા ! તું આવી વાત ફરીથી કોઇપણ વખતે મ્હને કહીશ નહિ. ત્હારા શબ્દો સાંભળીને મ્હારા હૃદયમાં નીસીમ દુઃખ થાય છે રાજા થવાની ઇચ્છા મ્હારા મનમા કદાપિ થઇજ નથી. અને આ જીવનના અંતપર્યંત પણ થવાની નથી. ત્હને ગઇ કાલેજ મ્હેં કહેલી વાત યાદ છે કે ' ' હું રાજા થઇશ ' એવી સંન્યાસીની ભવિષ્યવાણી, અને પેલી અરણ્ય-બાળાએ ખંજર બતાવીને કહેલા શબ્દો જ્યારે મ્હને યાદ આવે છે. ત્યારે મ્હારા મનમા માત્ર જીવનની સલામતીના પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ફરીથી પણ હું ત્હને સુચના આપુછું કે—હવે આવી અસંભવિત, અનુચિત, અને સ્વાર્થ-સાધક વાત મ્હને કહીશ નહિ. અને ત્હારા દિલમાંથી પણ આવી પાપમય ઇચ્છાને સદાને માટે નાબુદ કરજે. "

જાલીમસિંહનો પ્રત્યુત્તર સાંભળીને રાજબા નિરાશ ન થઇ. તેણે યુક્તિપૂર્વક ફરીથી પોતાની કપટજાળ પાથરી. અને કહેવા લાગી.

" વ્હાલા ! શું એ સંન્યાસીના શબ્દો ફળિભુત નહિ થાય ? "

"ના ! કદિ નહિ ! શું હું રાજા થઇશ ? કેવી રીતે ? યુવરાજ વિજયસિંહ હજુ હયાત છે. અને જ્યાં સુધી વિજયસિંહ જીવિત છે, ત્યાં સુધી મ્હને રાજ્યપ્રાપ્તિ થાય, એવી આશા અસ્થાને–નિષ્પ્રયોજન–અને આકાશ–કુસુમવત્ છે. હવે તું એ બાબતની વાત મ્હને કહીશ નહિ."

"ત્યારે શું મ્હારી વાત તમે સાંભળશોજ નહિ ?"

"રાજ્યા ! ત્હારી વાત નહિ સાંભળું તો હું આ દુનિયામાં કોની વાત સાંભળીશ ? પરન્તુ મુદ્દાની વાત કહીશ. તોજ હું ધ્યાન આપીને સાંભળવા પ્રસન્ન થઇશ."

"મ્હારા નાથ !" રાજ્યા પ્રેમમય મધુર સ્વરે બોલવા લાગી. "એ સર્વજ્ઞ સન્યાસીના વાક્યાનુસાર તમેજ રાજા થશો. વિજય, મૂર્ખ–ભોળાદિલનો–નામર્દ–અને રાજપ્રકરણી બાબતોથી તદ્દન અનભિજ્ઞ છે. તેનામાં રાજપદ્ધિ પ્રાપ્ત કરવાનો એક પણ સદ્ગુણ નથી. વ્હાલા ! તમેજ સકળગુણસંપન્ન હોવાથી સ્પષ્ટ થાય છે કે–આ રાજગાદી તમેજ ભોગવશો. ભગવાનની એજ ઇચ્છા છે. મહાત્માની પણ એવીજ ભવિષ્યવાણી છે. પછી તમે રાજ્યપદિ પ્રાપ્ત ન કરો તો એ તમારોજ દોષ છે."

હવે જાલીમસિંહ ચુપ થઇ ગયો. અને થોડીવાર પછી કહેવા લાગ્યો.

"વિજયસિંહ જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધી તો એ આશા અને શ્રદ્ધા નકામી છે."

"એનું મૃત્યુ થતાં કેટલી વાર ! જીંદગીનો ભરોંસો શો ?" રાજ્યાએ જીવનનો અર્થ સમજાવતા કહ્યું.

' હા ! રાજબા ! હું સમજાુ છું. પ્રાણીમાત્રનું જીવન અનિશ્ચિત વસ્તુ છે. પરન્તુ વિજયસિંહનું મૃત્યુ જલ્દી થશે અને હું રાજગાદી ભોગવીશ. એ બાબતની ખાત્રી શી રીતે હોઇ શકે ? " જાલિમસિંહે કહ્યું.

રાજબા વિફરી. હવે તેણે પોતાના પતિને બરાબર કપટજાળમા સપડાવવાનો નિશ્ચય કર્યો. અને સિંહણ સમાન ગર્જનાથી બોલવા લાગી-

" નાથ ! હું ત્હમને અત્યાર સુધી વીર સમજતી હતી અને જે પ્રકારે અસંખ્ય વીર પુરૂષોએ પોતાના બાહુબળથી સિંહાસનાધિકાર મેળવ્યો છે, એવાજ પ્રકારે ત્હમે પણ રાજ્યપ્રાપ્તિ કરી શકશો, એવી મ્હેં રાખેલી આશા વ્યર્થ જશે ' હા ' હવે સમજી. ત્હમે બ્હીકણ અને અશક્ત બની ગયા છો. '

વ્હાલી ! રાજ્યાધિકાર મેળવવાનો વિચાર કરતાં મ્હારૂં શરીર કંપી ઉઠે છે. રાજબા ! મ્હને અધિક લોભાવીશ નહિ. " **અતિ લોભ એજ પાપનું મૂળ છે. અને તે પાપ આખરે સંસારસુખનું સત્યાનાશ વાળે છે.** " એ બોધવચનની શું ત્હને ખબર નથી ? "

રાજબા હસવા લાગી. અને નિરાશા થતા જાલીમસિંહને ઉત્તેજક શબ્દોમાં કહેવા લાગી— ' હૃદયનાથ ! ત્હમે આટલા બધા નાહિંમત કેમ થાઓ છો ? પાપ અને પુન્યનો વિચાર કરવાનુ, અને તેના હિસાબ ગણવાનુ કામ મૂર્ખ તત્વ જ્ઞાનીઓ અને ગણિતશાસ્ત્રીઓનેજ સોંપી દ્યો દુનિયામાદરેક મનુષ્ય લોભવશ થાય છે. એમાં પાપ શું ? અને પુન્ય શું ? ઇશ્વરના દરબારમા કરેલા કર્મનું ફળ મળે છે, એની ખાત્રી શી રીતે થાય ? એ તો બધા નકામા વ્હેમ છે. મ્હારા નાથ ! ત્હમે મ્હને પ્રાણથી પણ અધિક ચાહોછો. તો પછી મ્હને સુખી કરવાની,

અને મ્હને મહારાણી બનાવવાની ત્હમારી જરાપણ ઇચ્છા થતી નથી? શુ ત્હમારો પ્યાર ફકત શબ્દોમાંજ સમાએલો છે?"

રાજબા સ્ત્રીચરિત્રાનુસાર કૃત્રિમ રૂદન કરવા લાગી. અને રડતાં-રડતા બોલી-"જો પ્રયોજન હોય તો હું હર્ષથી સ્તન ચુસતા બચ્ચાને પૃથ્વીપર પટકીને તેના ચુરેચુરા કરી શકું, જો પ્રયોજન હોય તો અશક્ય બાબત પણ શક્ય કરી શકું. અને જો પ્રયોજન હોય તો મ્હારા સુખમાર્ગમાં કંટકરૂપ થતી વ્યક્તિના હૃદયમાં કટારી મારીને તેને પરલોકની મુસાફરી કરાવી શકુ. હું એક અબળા હોવા છતાં યેનકેન પ્રકારેણ મ્હારી ઇચ્છાનુસાર કાર્ય સરળતાથી કરવાની શક્તિ અને બુદ્ધિ હોવાનુ અભિમાન રાખી શકુ છું. અને ત્હમે કહેવાતા વીર પુરૂષ હોવા છતાં એક અબળાથી પણ અધમ છો-નામર્દ છો. જાઓ! હવે મ્હને બોલાવશો નહિ."

રાજબાના હૃદયમાં ક્રોધાગ્નિ સળગી ઉઠયો. અને તે જાલીમસિંહના પાસેથી ઉઠીને બહાર જવા માટે તૈયાર થઇ. પ્રેમદાના મોહ પાસમાં સપડાએલા સેનાપતિની વ્યગ્રતા વધવા લાગી. "**જ્યારે મોટા લોકો પણ મોહના પાસમાં પુરેપુરા બંધાય છે. ત્યારે તેઓના સદ્વિચાર નાશ પામે છે. અને તેમની બુદ્ધિ પણ આડે માર્ગે ચાલે છે.**" મોહાંધ જાલીમસિંહની પણ એવીજ દશા થઇ. તે ગભરાયો. અને બહાર જતી રાજબાનો હાથ પકડીને તેને રોકી રાખતાં ડરી ગએલા બાળક સમાન સ્થિતિથી કહેવા લાગ્યો—

'પ્રાણેશ્વરી! ક્યાં જાય છે?"

"દુર રહો!" રાજબાએ હાથ તરછોડી નાખીને કહ્યું-"હવે ત્હમારા પ્રેમની અને વિરતાની મ્હને ખાત્રી થઇ ચૂકી. ત્હમે પ્રેમની અને કર્મયોગની ફીલસુફી સમજતાજ નથી."

"હા ! તું કહે છે તે વાત ખરી છે. હું કાયર પુરૂષથી પણ અધમ છું. મ્હારા જ્ઞાનનો–ચેતનનો અને વિસ્તીર્ણ વિભૂતિનો લય થયો છે તુ કહે ! હું શું કરૂં ?"

"એજ મુખ્ય પ્રશ્ન છે !"

"શું ?"

"મ્હારી વાત સાંભળશો ?"

"હા ! મ્હારા જીગરની માલીક ! કહે, હવે મ્હારા જીવનના શ્રેયાર્થે-રક્ષણાર્થે હું શું કરૂં ? કલ્યાણી ! મ્હને સન્માર્ગ બતાવ, અને મૃત્યુના ભયથી દુઃખિત થતા અન્તરાત્માને ત્હારી કાર્યદક્ષતાથી શાન્ત કર !" જાલીમસિંહે વિનીત ભાવે વિજ્ઞપ્તિ કરતાં કહ્યું.

પ્રવીણ રાજબાની મોહક શબ્દજાળમાં કહેવાતો રણધીર હવે પુરેપુરો સપડાયો. અલૌકિક સૌન્દર્યનું પ્રાબલ્ય હૃદયના પવિત્ર પ્રવાહને પતિત કરીને અસ્થિર બનાવવા લાગ્યું મોહાંધ બનેલા જાલીમસિંહનું દિલ રાજબાની ડુગડુગીના તાલ મુજબ નૃત્ય કરવા લાગ્યું. શીકારીની જાળમાં અજ્ઞાન પંખી સપડાઈ ગયું.

"હું કહું તેમ કરો !" રાજબાએ પ્રેમાલીંગન આપીને કહ્યું. "આજે રાત્રે આનન્દોત્સવની ધામધુમ આપણા મહેલમાંજ થાય એવી વ્યવસ્થા કરો. બસ ! પછી જુઓ કે–અહીંજ ત્હમારા અને મ્હારા સુખમાર્ગમાં અડચણરૂપ થતા કંટકને સદાને માટે દુર કરીને રસ્તો સાફ કરી શકાશે." રાજબાએ કપટ નાટકનો માર્મિક પ્રથમાધ્યાય કહી સંભળાવ્યો.

“ વ્હાલી રાજબા ! ત્હારા શબ્દો સાંભળતાંજ મ્હારા સુકોમળ અંતઃકરણમાં અસહ્ય આઘાત થાય છે ”

‘ જો ત્હમારૂં અંતઃકરણ આટલું નરમ છે. તો પછી ત્હમારા જેવા કમજોર મનવાળાને મહારાજા બનાવવાની હું ભૂલ કરૂંછું. એમ માનવું શું અનુચિત છે ? ત્હમારા હાસ્યજનક શબ્દોજ એક રાજા નહિ પણ ગુલામ તરીકે જીવન વ્યતિત કરવાનું સૂચવે છે. ’

જલીમસિંહ સ્તબ્ધ થઇ ગયો. રાજબાની મુખાકૃતિ સામે નજર કરતાં તે સર્વાંગે ધ્રુજવા લાગ્યો. અને થોડીવાર પછી વિનીતભાવે બોલ્યો

“ આજે આનંદનો દિવસ છે. વિજયસિંહ મ્હારો અતિથિ થશે. ”

“ વ્હાલા ! આવા કાર્યમાં અતિથિનો વિચાર કરવાનો ન હોય ! ન્યાય અને અન્યાયની કલ્પના પણ કરી ન જોઇએ, શું યુદ્ધક્ષેત્રમાં ત્હમે સત્યાસત્યનો વિચાર કરોછો ? અમુક મનુષ્ય નિર્દોષ છે-કે અપરાધી છે, એ બાબતનો નિર્ણય કર્યો વિનાજ વિરૂદ્ધ પક્ષવાળાનો નાશ કરતા અચકાતા નથી. ત્હમારા કાર્યની સફળતા કરવા કોઇ પણ સમયે ત્હમે પાછી પાની કરી છે ? નહિજ ! હવે ત્હમારૂં હિત કેમ થાય. એજ પ્રશ્નનું મનન કરી ગમે તે ઉપાયે મહત્વાકાંક્ષા ફળિભૂત કરો !”

“ ઠીક છે ! ત્હારા કહેવા પ્રમાણે દરેક કાર્ય હું અવશ્ય કરીશ. આજથી હું મનુષ્યરૂપે રાક્ષસ થાઉંછું. ” જલીમસિંહે સંગતિદોષના પરિણામે બદલાતા સ્વભાવનું દિગ્દર્શન કરાવ્યું.

“ હૃદયાધાર ! ” રાજબાએ સ્નેહાલીંગન કરીને કહ્યું—“ હવે ત્હમે મહારાણા થશો. અને હું મહારાણી થઇશ. હાશ ! હવે પાસા પોબાર

પડશે. રાજકીય-રમતમા આપણી કત્તેહ થશે. જાઓ ! હવે મીજલસની યોગ્ય વ્યવસ્થા કરો. ”

જાલીમસિંહ, રાજાનું રમકડું બનેલો જાલીમસિંહ બહાર ગયો. સિત્તમગાર રાજાના સ્વભાવમા પાપનાં અસંતોષનાં-અને સ્વાર્થતાના પતિત તત્ત્વો ઓતપ્રોત થયા હતા. તેનો સ્વચ્છન્દી સ્વભા બદલાતો નહોતો.

---

## પ્રકરણ ૬ ઠું.

## “ રંગમાં ભંગ. ”

---

“ બાહ્ય બાહ્ય પરિસ્થિતિઓ ઉપરજ જેમના સુખનો આધાર છે, તેમને તો પોતાના આનંદનો દિવસ પણ હમેશાં તેમની પાસેથી દૂરનો દૂરજ નાસતો ફરતો જણાશે. ”

**“ સ્વામી રામતીર્થ. ”**

“ પ્રભાવતી ! મ્હારી દેવી ! તું રડે છે શામાટે ? આજે તમામ નગરજનો મહોત્સવ કરી રહ્યા છે. આજે કાકાશ્રીના મહેલમાં અપૂર્વ ધામધુમ થવાની છે. અને આજે હું મ્હારા શિરછત્ર પિતાતુલ્ય કાકાશ્રીનો મેમાન થઇને અપૂર્વ લ્હાવ લેવાનો છું. આવા આલ્હાદજનક પ્રસંગે કલ્પાન્ત શા માટે કરે છે ? રડીશ નહિ ! ” વિજયસિંહે આશ્વાસન આપતા કહ્યું.

પ્રભાવતીએ આંસુ લુછી નાંખ્યાં. અને કરગરીને કહેવા લાગી—

"પ્રાણનાથ! મ્હને ગઇ કાલે રાત્રે એક ભયંકર સ્વપ્નુ આવ્યુ હતુ. અને એ સ્વપ્નામાં મ્હે આપની જીંદગી સંકટમાં આવેલી જોઇ હતી. વ્હાલા! આજે ત્હમે એ મીજલસમાં જશો નહિ." પ્રભાવતીએ આગામી ભયની કલ્પના વ્યક્ત કરતાં કહ્યું. અને વિજયસિંહને સભામાં ન જવાનો આગ્રહ કરવા લાગી.

"સ્વપ્નાની બાબત સાચી હોયજ નહિ. એ બધો મિથ્યા ભ્રમ છે. એક કંગાલ મનુષ્ય સ્વપ્નામાં રાજા બને, અને એક રાજા સ્વપ્નામાં ભીખારી થાય છે. સ્વપ્નામાં રંકને ધન મળે છે, અપુત્રને પુત્રપ્રાપ્તિ થાય છે. વ્યાધિગ્રસ્ત નિરોગી બને છે. પણ સ્વપ્નાના અંતે તેમાંનું કંઇ હોતું નથી–બનતુ પણ નથી. વ્હાલી! આજે હુ ન જાઉં તો આ મહોત્સવમાં ભાગ લેવા માટે આવેલા તમામ લોકોને મ્હારા માટે કેવા વિચારો આવશે? કેવી અફવાઓ ઉડાવશે? અને મને કેવી પ્રકૃત્તિનો મનુષ્ય ધારશે? અરે! દાદાજીને પણ મ્હારા પ્રત્યે અસંતોષની લાગણી ઉત્પન્ન થઇ તેમના હૃદયમાં ભ્રાન્તિને સ્થાન મળશે. આ બાબત સાધારણ અને અર્થ વિનાની સમજવામાં તુ ભૂલ કરે છે. પ્રિય પ્રભા! હું જાઉ છું. મ્હને રજા આપ."

યુવરાજ ઉઠ્યો થયો. હવે વધારે આગ્રહ કરવો નિરૂપયોગી છે. એમ સમજીને વિદુષી અને પતિની આજ્ઞાનું–ઇચ્છાનું પાલન કરનારી પ્રભાવતીએ કહ્યું–

"ભલે, જાઓ! પણ ત્યાં સાવધાન રહેજો. અને કાર્યદક્ષતાથી સહીસલામત રીતે તુરત પાછા આવજો. પ્રભુ, ત્હમારૂં રક્ષણ કરો!" આટલુ કહીને પ્રભાવતીએ દુઃખદ દિલે જવાની રજા આપી.

યુવરાજ વિજયસિંહ હવે પોતાના મહેલમાંથી બહાર આવ્યો. અને ઘોડાપર સ્વારી કરીને અંગરક્ષકો સાથે રાજકુમારના નિવાસ-સ્થાને ગયો. દરવાજા બહાર વિવિધ પ્રકારનાં વાજીત્રો મધુર અને મનરંજન સ્વરે વાગી રહ્યાં હતાં. અનેક પ્રકારની રંગબેરંગી ધ્વજાઓથી અને અશોક વૃક્ષનાં પાંદડાંનાં તોરણોથી મહેલની શોભામાં અનુપમ વૃદ્ધિ કરી હતી. અસંખ્ય દીપકની રોશનીથી રમ્યતા પરિપૂર્ણ થઇ હતી. રાજકર્મચારીઓ અને વફાદાર પ્રજાજનોનો કોલાહલ થઇ રહ્યો હતો. યુવરાજ ઘોડાપરથી નીચે ઉતરીને જાલિમસિંહના મહેલમાં જવા લાગ્યો. આ પ્રસંગે એક વિચિત્ર વેષધારિણી યુવાન સ્ત્રી તેના સ્હામે આવીને ઉભી રહી. અને તેના બને હાથ પહોળા કરીને યુવરાજ વિજયસિંહને દરવાજામાં દાખલ થતો અટકાવવા લાગી. પહેરગીરો દોડી આવ્યા, અને તે સ્ત્રીને દુર કરવાની તજવીજ કરવા લાગ્યા. પરન્તુ આ કૌતક શું ? તે સ્ત્રી એક દીવાની છે. તેને જોતા પ્રત્યેક મનુષ્યના હૃદયમાં અનિર્વચનીય ભાવ ઉત્પન્ન થાય છે.

યુવરાજે પહેરગીરોને દીવાનીનો સ્પર્શ કરતાં સત્તાદર્શક અવાજે અટકાવી દીધા. અને માર્ગ રોકીને ઉભી રહેલી દીવાનીનો હાથ પકડીને તેને કહેવા લાગ્યો.

" આવ ! ગભરાઇશ નહિ. ત્હને અહીંયાં કોઇપણ મનુષ્ય હેરાન નહિ કરે. બોલ ! તુ કેમ આવી છે ? અને ત્હારૂં નામ શું ? "

" મ્હારૂં નામ ! હા. .હા.. હા . . " દીવાની ઉચ્ચ સ્વરે હસતી–હસતી કહેવા લાગી. અને પૂછવામાં આવેલા પ્રશ્નોનો બરાબર પ્રત્યુત્તર ન આપતાં હાસ્યજનક હાવભાવ કરતી નાચવા કુદવા લાગી. વિજયસિંહ અને ત્યા હાજર રહેલા લોકો ચકિત થયા. દીવાની તાલી-

ઓ પાડીને હા-હા-હા .. કહેતી હસતીજ હતી. યુવરાજે તેનો આશય સમજવા માટે ફરીથી પુછ્યુ—

"કહે ! તુ કોણ છે ?"

'હું કોણ છુ, તે જાણવુ છે ?" દીવાની હસતી હસતી કહેવા લાગી—"હુ આનંદપુર રાજ્યની મહારાણી છું."

દીવાનીના શબ્દો સાભળીને તમામ શ્રોતાજનો હસવા લાગ્યા યુવરાજ વિજયસિહ પણ હસ્યો. અને શરમાઇ ગયો. દીવાનીના સાથે વધારે વાતચીત ન કરતાં તેણે ઝટપટ માર્ગ કરીને રાજકુમાર જાલીમ-સિહના મહેલમાં પ્રવેશ કર્યો.

આ વખતે દીવાની રોવા લાગી, અને યુવરાજના સામે હાથ લાંબો કરીને બોલી—

" ખબરદાર, યુવરાજ ! મીજલસમાં ન જાઓ ! ત્યાં તમા જીદગી સલામત નહિ રહે."

વિજયસિહ ચમકીને ઉભો રહ્યો. અને વળીને પાછુ જોતા દીવાની સ્ત્રી તેના જેવામાં આવી નહિ. તે ભયકર ચીસ પાડીને નાસી ગઇ હતી. અને વિદ્યુત્ ગતિથી અદ્રશ્ય થઇ હતી. યુવરાજ વિચાર કરવા લાગ્યો કેઃ—

" અરે ! આ શું ! આજે અવશ્ય કોઇ ભયકર બનાવ બને તેવા સંભવે છે. નહિ તો મ્હારી પ્રિયતમા પ્રભાવતી આવી રીતે રડે નહિ, તેને સ્વપ્નામાં બનેલી બાબતમાં સત્યતાનો-ભવિષ્યના ભયનો આભાસ થાય નહિ, અને આ જનવિમોહીની દીવાની પણ મ્હને મહેલમાં પેસતા આમ અટકાવેજ નહિ. "

સંપૂર્ણ વિચાર કરવાનો—અને ખુલાસો મેળવવા જેટલો સમય નહિ હોવાથી વિજયસિંહ સભામંડપમાં ચાલ્યો ગયો. અને મહારાણા ને તથા રાજકુમાર જાલીમસિંહને સવિનય અભિવન્દન કરીને પોતાના ગોઠવી રાખેલા આસનપર બેસી ગયો.

સભામંડપમાં વારાંગનાએ નાચ કરતાં કોકિલ કંઠે નીચેનું ગાયનશરૂ કર્યું.

## (સંગીત)

શ્યામ ઝુલે હીંડોલા કુંજનબનમે!
કુંજનબનમે—મધુબનમે......શ્યામ ઝુલે૦
"લતાએં પુષ્પોંકો ઝુલેમે ક્યા ઝુલાતી હંએ?
પવનકે ઝોંકોમે કયેસી સુગંધ આતી હએ?
ચમનકે ઝુમકે શાખેં સમા દીખાતી હએ?
મદનકો ગોદમે લેકર એહ સબ રમાતી હએ?"
બસ ગઇ સાંવરી સુરત એહ નયનનમે!"
શ્યામ ઝુલે હીંડોલા કુંજનબનમે!

"શયદા"

ગાયન પુરૂ થયું. અને સાબાશ—સાબાશના ઉદ્‌ગારો થવા લાગ્યા. હવે સેનાપતિને માનપત્ર આપવાની તૈયારી થતી હતી. એવામાં મહેલની બહાર કંઇક ગરબડ થવા લાગી. થોડીજ વારમાં દરવાનોને જોરથી ધક્કા મારીને દુર હઠાવતી પેલી દીવાની સભામંડપમાં આવી પહોંચી. અને નાચતી—કુદતી મહારાણાના સિંહાસન સામે ઉભી રહીને કહેવા લાગી.

" દુર થાઓ ! હું આનંદપુર રાજ્યની મહારાણી છું !"

વિષધર કાળા સર્પને રસ્તામાં પડેલો જોઇને પથિક જેમ ચમકે છે, અકસ્માત્ ગુપ્ત સ્થળેથી છુટેલું તીર છાતીમાં વાગતાં જેવી દશા થાય છે, અને હત્યા કરીને નાસી ગએલો ખુની સિપાઇઓના હાથે પકડાતાં જેમ ગભરાઇ જાય છે. એવીજ મનોદશા દીવાની સ્ત્રીને પોતાના સામેજ ઉભેલી જોવામાં આવતાં સેનાપતિ જાલીમસિંહની થઈ ગઇ. તે બેઠો હતો ત્યાથી ઉભો થઇ ગયો. રાજનગરના અરણ્યમાં આવેલા દેવમન્દિરમાં જોએલી ખન્જરધારિણી બાલિકાને જોતાં તેના હૃદયમાં ભય અને ક્રોધ વ્યાપી ગયા. અને મ્યાનમાંથી તલવાર બહાર ખેંચી કહાડીને ઉન્માદિનીની ગરદનપર ઉગામી. સભામંડપમાં ચોતરફ પુષ્કળ હાહાકાર થઇ ગયો. અને સભાજનો વિસ્મિત્ત થયા. શસ્ત્રહીન અને નીરાપરાધિની અબળાની હત્યા થતી જોઇને યુવરાજ વિજયસિંહે પણ પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કહાડીને કહ્યું.

" સબુર ! સાહસ ન કરો ! એનો ગુન્હો શો છે ?"

જાલિમસિંહે મનાઇ હુકમની દરકાર રાખી નહિ. તે નારીહત્યા કરવા માટે આગળ વધ્યો, અને દીવાનીનું મસ્તક ધડથી દુર કરવા જતો હતો તેજ પળે બન્ને શસ્ત્રો અથડાયાં. અને જાલિમસિંહની તલવાર તેના હાથમાંથી છુટીને દુર જઇ પડી. તેણે ફરીથી પોતાની સમશેર ઉપાડી લીધી. અને યુવરાજ વિજયસિંહ સાથે દ્વંદ યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો. વિજયસિંહ પણ નીરાપરાધીની દીવાનીના રક્ષણાર્થે મરણીયો થઇને સેનાપતિના સામે આવીને ઉભો રહ્યો. વૃદ્ધ મહારાણાના હૃદયમાં જાલિમસિંહના આવા સાહસથી-દુર્વત્તનથી-અને ઇન્સાફ વિરૂદ્ધ કાર્યથી અકથનીય ક્રોધ ઉત્પન્ન થયો કાકા અને

ભત્રીજા વચ્ચે યાદવાસ્થળી થતી જોઇને મહારાણા સિંહાસનપરથી ઉભા થયા. અને તિરસ્કારયુક્ત–સત્તાદર્શક અવાજથી કહેવા લાગ્યા

"જાલીમ ! ખબરદાર ! જો એક ડગલુ આગળ વધ્યો તો યાદ રાખજે કે–તેનું પરિણામ માઠું આવશે. ત્હારી તલવાર મ્યાન કર ! અને આનંદપુર રાજ્યના પવિત્ર સિંહાસનને તથા ક્ષત્રિય રાજવંશને સદાને માટે કલંકિત કરતા પહેલા ખૂબ ઉંડો વિચાર કર ! આ શું ત્હારો ધર્મ છે ? ત્હારી વિરતા છે ? નહિજ ! નાદાન ! એ ગરીબ દુ:ખિની દીવાનીએ ત્હારૂં શુ બગાડ્યુ છે ?"

મહારાણા સિંહાસનપર બેસી ગયા. તેમના અસરકારક શબ્દો સાભળતા જાલિમસિંહને પોતાની ઉન્મત્ત અને અયોગ્ય સ્થિતિનું પુરેપુરૂ ભાન થયુ તેના મનનો ક્રોધ તુરત સમાઇ ગયો. અને તલવાર મ્યાનમા રાખીને શરમયુક્ત અવાજથી બોલવા લાગ્યો:–

"પિતાજી ! મ્હારા અયોગ્ય સાહસ માટે હુ આપના પાસે ક્ષમા–પ્રાર્થના કરૂ છુ. અત્યારે મ્હે શું કર્યું ? અને શા માટે કર્યું ? ત બાબત હુ પોતે પણ સમજી શકતો નથી. હવે મ્હારા દુર્વર્તનનો મ્હને પ્રતિતી થઇ છે. પુન. આપના અને સભામંડપમાં પધારેલા તમામ સભ્યો પાસે મ્હારા અપરાધની ક્ષમા–યાચના કરૂં છુ. અને યુવરાજ વિજયસિંહને પણ મ્હારા કર્ત્તવ્યનું ભાન કરાવવા માટે ધન્યવાદ આપુ છું."

હવે વધારે સમય સુધી જાલિમસિંહ બોલી શક્યો નહિ. મહારાણાએ તેને ઉપદેશાત્મક બે–બોલ કહી સભળાવ્યા. અને રાજકુમાર શરમાઇને પોતાના આસનપર બેસી ગયો. યુવરાજની સોડમા બેસી રહેલી દીવાની હવે ઉભી થઇ, અને મહારાણાના પાસે જઇને હસતી–હસતી કહેવા લાગી:–

"રાજન ! હુ આનન્દપુર રાજ્યના મહારાણી છું. મ્હને ત્હમે ઓળખો છો કે ?"

દીવાનીના હાસ્યજનક શબ્દો અને તેની વિચીત્ર ચેષ્ટાથી તમામ સભાજનો હસવા લાગ્યા મહારાણાએ તેને પોતાના પાસેજ સિંહાસનપર બેસવા દીધી. તેમના હાસ્યમાં નિઃસીમ ગમ્ભીરતા હતી–અનુપમ અનુગ્રહ હતો. દીવાની એક કાષ્ટની પુતળીની માફક મહારાણાના પાસે સ્થિર બેસી રહી, અને મહોત્સવની ધામધુમનુ અવલોકન કરવા લાગી.

નગરજનોએ સેનાપતિ જાલિમસિંહને એક સુંદર નાની સુવર્ણની પેટીમાંથી માનપત્ર બહાર કહાડીને તે વાચી સભળાવ્યા બાદ અર્પણ કર્યું. અભિનન્દનાત્મક વ્યાખ્યાનો પુરાં થતાં મહારાણા રાજસિંહે અને યુવરાજ તથા સેનાપતિએ પ્રજાજનોનો યોગ્ય શબ્દોમાં આભાર માન્યો, અને "**પ્રજાની સેવા કરવી એ દરેક રાજકર્તાની, તેમજ સુરાજ પ્રત્યે વફાદાર રહેવું એ પ્રત્યેક પ્રજાજનની મુખ્ય ફરજ છે.**" એ વાકયનું રહસ્ય સમજાવીને મહારાણાએ પોતાનું સર્વમાન્ય વ્યાખ્યાન સમાપ્ત કર્યું.

આજે લુટારાઓને લઇને આનન્દપુર આવી પહોંચેલા નાયક નરેન્દ્રપ્રસાદને અને સેનાપતિ જાલિમસિંહને મદદગાર થએલા તમામ સૈનિકોને મહારાણાએ યોગ્ય બક્ષીસો આપીને પ્રશંસાયુકત શબ્દોથી પોતાનો સતોષ જાહેર કર્યો અને ગીરફતાર કરેલા લુટારાઓને અદાલતમાં હાજર કરીને તેમની સંપૂર્ણ રીતે તપાસ કર્યા પછી આજન્મી ચુકાદો આપવાનો મનોભાવ મહારાણાએ પ્રકટ કર્યો

પિંજરામાં પુરી રાખેલા પક્ષીના પાસે પારધી આવીને ઉભો રહેતા તે પક્ષીની જેવી દશા થાય છે, તેવીજ સ્થિતિ જાલિમસિંહની થઇ હતી. તે વારવાર દીવાનીની મુખાકૃતિ સામે જોતો હતો. અને વિચાર કરતો હતો કેઃ–

"રાજનગરના પહાડી પ્રદેશમાં આવેલા દેવ–મન્દિરમાં જોએલી તે ખંજરધારિણી અરણ્યબાળા અહીં કયાંથી આવી ? શા માટે આવી હશે ? અરે ! તે આમ દીવાની કયારે થઇ ? ખરેખર આ બાલિકા તો કોઇ અજબ જાદુગરી જણાય છે. મારી દિલદાર રાજબાની ઇચ્છાનુસાર રાજગાદી મેળવવાનો હેતુ પાર પડશે, કે આ બાલિકા અધવચ અટકાવશે ? હાય ! મ્હારૂં શું થશે ?"

આગામી ભયના વિચારોએ જાલિમસિંહના મન–પ્રદેશમાં ઉથલ-પાથલ કરવા માંડી. તેનું શરીર ધ્રુજવા લાગ્યું, અને આંખે અંધારી છવાઇ જતાં તે આસનપરથી નીચે પડી ગયો. આ બનાવથી રાજ-સભામાં કોલાહલ થઇ રહ્યો, અને બેભાન રાજકુમાર જાલિમસિંહને તેન શયનગૃહમાં મોકલાવીને મહારાણાએ સભા વિસર્જન કરવાની આજ્ઞા કરી. રાજકર્મચારીઓ અને નગરજનો વિખરાઇ ગયા. અને "**રંગમાં ભંગ**" થયો.

---

# પ્રકરણ ૭ મું.

## " કાળરાત્રિનું કારસ્તાન "



"સ્ત્રીની પ્રીતિ તે સર્વથી ખોટી;
મોહ જાળ નાખે જોતી જોતી.
" જાળ નાંખે, જોતામાં ફસાવે;
ફાવે ત્યાંજ એ ધુતકારી નાંખે.
" કહાવે અબળા ને નરને નચાવે;
ગોરી ગુમાનભરી પછી રાચે.
" નરના દુ:ખની મશ્કરી કરતી;
નારી પ્રીતિ ખરી નવ ધરતી.

* * *

" સરસ્વતીચંદ્ર "

આજની રાત્રિ મહારાણા રાજસિંહ તથા યુવરાજ વિજયસિંહને રાજકુમાર જાલિમસિંહના મહેલમાંજ વ્યતિત કરવાની છે. આજે રાજબાના હૃદયમાં આનંદ સમાતો નથી. તેણે વિવિધ પ્રકારનાં પકવાનો બનાવીને તૈયાર રાખ્યાં હતાં. હવે રાજકુમારની પ્રકૃતિ સારી થઇ ગઇ છે. પરન્તુ તેના મનમાંથી દીવાની બાળાનો ભય દુર થયો નથી. મહારાણા, યુવરાજ, અને રાજકુમારે ભોજન જમીને મુખવાસ લીધો. અને સુવાનો વખત થવા આવેલો હોવાથી જાલિમસિંહ પોતાના પિતા તથા ભત્રિજાને નિંદ્રાધીન થવા માટે અગાઉથી મુકરર

કરી રાખેલાં શયન ગૃહોમા લઇ રજા લઇને ત્યાંથી
પાછો વળીને રાજ' એ

રાજસભામાં જયસિહના અંત-
ણમાં ; અને ગયું હતુ. જે શયન-
ગૃહમાં આરામ ગ્યો હતો, તે ખડમા
તેને ચેન પડ્યું નાં ી જવાથી યુવરાજ તે
ખડમાથી બહાર રાણા પાસ આવ્યો, અને વિષાદમય
અવાજથી કહેવા લાગ્યોઃ–

"દાદાજી જો આપ રજા આપો તો હુ અત્યારે અહીથી
મ્હારા મહેલમાં ચાલ્યો જાઉ."

"કેમ, બેટા વિજય! ત્હને આ મકાનમાંજ સુઇ રહેવામા
શાની અડચણ છે?"

"કંઇ નહિ! આજે મ્હને આ સ્થળે રાત્રિ વિતાવવી રૂચીકર
લાગતી નથી. દાદાજી! મ્હને ડર લાગે છે."

મહારાણા પોતાના પ્યારા પૌત્રને છાતી સાથે દબાવીને તેના
વાંસાપર હાથ ફેરવીને કહેવા લાગ્યા–"બેટા! ત્હારી વાત સાંભળીને
મ્હને હસવુ આવે છે. તું જરાપણ ગભરાઇશ નહિ."

"શું કરૂં? દાદાજી! પુષ્કળ પ્રયત્નો કરવા છતાં મ્હારા દિલ-
માંથી ભ્રમ દુર થતો નથી. હુ અહીંયા રહી શકુ તેમ નહિ હોવાથી
મ્હને જવાની રજા આપવાની કૃપા કરો!"

"ખરૂ છે! બેટા! સાચી વાત કહેવામાં કોઇપણ જાતની દર-
કાર નથી. મ્હારા મનની સ્થિતિ પણ અત્યારે સ્વસ્થ નથી અને
અહીં રહેવુ મ્હને અરૂચીકર લાગતું હોવા છતાં હુ અહીથી મ્હારા

નિવાસસ્થાનમાં જવાની ઇચ્છા રાખતો નથી. મ્હારા હૃદયાધાર આપણે ક્ષત્રિય હોવાથી જીગરમાં ભયને સ્થાન આપવું એ ઘણુંજ અનુચિત અને લજ્જાસ્પદ ગણી શકાય. ક્ષત્રિય કુળદીપક વિરને મૃત્યુનો અગર બીજી કોઇપણ અહિતકર બાબતોનો ભય ન હોવો જોઇએ. વ્હાલા વિજય ! ગભરાઇશ નહિ ! પરમાત્મા ત્હારો રક્ષક છે. જો તે ખંડમાં ત્હને ભય લાગતો હોય તો આ મ્હારા માટે જાલિમસિંહે તૈયાર કરી રાખેલા પલંગમાં તું સુઇ રહે, અને હું ત્હારા શયનાલયમાં જઇને સુઇ રહીશ." મહારાણાએ આશ્વાસન આપતાં કહ્યું. અને પોતે વિજયસિંહના માટે મુકરર કરેલા ખંડ તરફ જવાને તૈયાર થયા.

"દાદાજી ! હવે મ્હને આ સ્થળે ભય નહિ લાગે. આવશ્યકતા હશે તો આપને બોલાવીશ." વિજયસિંહે કહ્યું.

અનેક પ્રકારની કલ્પનાઓ કરતા વૃદ્ધ અને અનુભવી મહારાણા પોતાના પ્રિય પૌત્રને આશ્વાસન આપીને બહાર આવ્યા. અને શયનાલયનાં બારણાં પાસે ચોકી કરતા પોતાના ચાર દ્વારપાળોને બરાબર સાવચેત રહેવાની સુચના આપીને આગળ ચાલવા લાગ્યા. યુવરાજ વિજયસિંહના ખાલી પડેલા શયનગૃહની બહાર પણ જે ચાર અંગરક્ષકો હતા, તેમને પણ મહારાણાએ પાસે બોલાવીને કહ્યું:—

"ત્હમારી અહીં ખાસ જરૂર નથી, માટે ત્હમે બધા પૂર્વખંડના દરવાજા પાસે જાઓ ! અને ત્યાં બરાબર સાવધાન રહીને ચોકી કરો !"

મહારાણાનો હુકમ થતાં દ્વારપાળો મસ્તક નમાવીને ત્યાંથી ચાલ્યા ગયા. મધ્યરાત્રિનો સમય થયો હતો. આનંદપુર શહેરમાં સર્વત્ર

શાન્તિ છવાઇ ગઇ હતી. મહારાણા તથા યુવરાજનાં નિવાસસ્થાનોથી રાજકુમાર જાલિમસિંહનો મહેલ દુર અને એકાંત સ્થળે બાંધેલો હતો. તે મહેલના ત્રણ મજલા બનાવ્યા હતા તેમાં ત્રીજે મજલે ચોતરફ-ના ખૂણાઓમાં ચાર શયનાલયો બાંધીને વચ્ચેના ભાગમાં એક વિ-શાળ ચાક રાખવામા આવ્યો હતો. રાજકુમાર-સદનના દરેક વિભાગ-ની સામ્યતાથી. આસપાસના દિલરંજન બગીચાથી, ફુવારાઓમા ખુશબોદાર પદાર્થો મિશ્ર ઉડતી જળધારાઓથી, અન ઉત્તમ પ્રકારની કળા-કૌશલ્યતાથી રસજ્ઞ મનુષ્યો આનંદનો અનુભવ લેવામાં તન્મય થતાં હતાં. તથાપિ મહારાણાના હૃદયને અત્યારે અશાન્તિ શામાટે ? મનરંજન કરનારાં સાધનોની અસર કેમ થતા નથી ? વિજયસિંહના અંગરક્ષકોને રજા આપીને પલંગમા સુઇ રહ્યા પછી મહારાણાની નજર ચોતરફ ફરતી હતી. અને સૂક્ષ્મ રીતે અવલોકન કરતી હતી. લગભગ એક કલાક સુધી પથારીમાં આમતેમ આળોટવા છતાં નિદ્રા આવતી નહોતી. મહારાણા વિવિધ પ્રકારની કલ્પનાઓ કરતા હતા.

" અરે આજે મ્હને આમ કેમ અરૂચી જણાય છે. અહી કોઇ પણ જાતનો ભય નહિ હોવા છતા મ્હને ભયનાજ ભણકારા શા માટે સંભળાતા હશે ? આજે મ્હારી જીંદગી શું આફતમાં સપડાઈ જશે ? વિધાતાએ ભાગ્યમા લખેલા લેખ અવશ્ય ભોગવવાના તો છેજ ! એની ગતિને કોઇ રોકી શકે તેમ નથી. કદાપિ મ્હારૂં મૃત્યુજ થાય તોપણ તેમા વાંધો ન હોઈ શકે ! હવે હુ વૃદ્ધ થયો છુ, પરન્તુ જો વિજય-ની જીંદગી સલામત ન રહે તો આનંદપુર રાજ્યનુ સત્યાનાશ વળી જાય. મ્હારી અગર યુવરાજની જીંદગીને નુકશાન કરવાની કોની તાકાત છે ? કોઇની નહિ ! બસ ! મ્હારા બાહુબળમા મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે ! "

છેવટે મહારાણાની વિચાર–તરંગિણીનો પ્રવાહ આગળ વધતો અટકી ગયો, અને નિદ્રાદેવીના સુખદ શરણમાં રાત્રિ વ્યતિત કરવા લાગ્યા.

મહારાણા તથા યુવરાજને મુકરર કરેલાં શયનાલયોમાં મુકીને જાલિમસિંહ ધડકતા હૃદયે રાજબા પાસે આવ્યો. પોતાના પ્રિયત્તમને આવી વિહ્વલ સ્થિતિમા પાછો આવેલો જોઇને રાજબા કહેવા લાગી:–

"મ્હારા વ્હાલા! ત્હમે બરાબર વ્યવસ્થા કરી આવ્યા? હવે પેટીમાથી પેલી મ્હેં તૈયાર કરાવેલી વિષમય કટારી બહાર કહાડીને તૈયાર થાઓ! અને–"

"ચુપ કર! રાજબા!" જાલિમસિંહ પોતાની પ્રિયતમાને વધુ બોલતાં વચ્ચે અટકાવીને કહેવા લાગ્યો:–"એ કાર્ય મ્હારાથી નહિજ થાય! મ્હને અત્યત દુઃખ થાય છે."

રાજકુમારના આવા વિકલ્પયુકત શબ્દો સાંભળીને રાજબાની આંખોમાથી ક્રોધાગ્નિની ચીનગારીઓ છૂટવા લાગી. તેનુ દિલ દહન થવા માંડ્યુ, પરન્તુ એ મનોભાવ છુપાવીને બોલી.

"ત્હમે આવા અસ્થીર મનવાળા છો. તેની હવે મ્હને ખાત્રી થઇ ચૂકી છે. ત્હમારા શબ્દોની કઇ કિમ્મતજ નથી."

રાજબાના મર્મ-પ્રહારોથી જાલિમસિંહનું હૃદય વીધાઇ જતું હતુ. તેની મનોદશા દયાજનક થઇ હતી. ક્ષણભર મૌન ધારણ કરીને તે કહેવા લાગ્યો.

"પ્રિય રાજબા! વિજયસિંહ મ્હારા ભત્રિજો છે. અરે! તે મ્હને સાત્વિક ભાવથી પિતાતુલ્ય ચાહે છે. મ્હારા પ્રત્યે સંપૂર્ણ પ્રેમ

અને શ્રદ્ધા રાખનાર મ્હારા પ્રાણાધિક માનીતા વિજયનું હું ખૂન કરીને આનંદપુર રાજ્યનો ગૌરવ–સ્તમ્ભ તોડી નાખું એ અધમ કાર્ય તો મ્હારાથી નહિજ બને ! રાજબા ! ક્રોધ કરીશ નહિ. વિચાર કર ! કયા સુખની ખાતર તુ મ્હને આવુ પાપ કર્મ કરવાની પ્રેરણા કરે છે ? '

જાલિમસિંહના શબ્દો સાંભળીને રાજબાનો ક્રોધ વધવા લાગ્યો. મગરૂબ અને મસ્ત રાજબા ઉભી થઇ, અને બીજા ખંડમાં જવા લાગી. મોહાંધ જાલિમસિંહ તેને મનાવવા માટે બેઠો થયો. અને જેમ એક કુતરીના પાછળ કુતરો આસક્ત થઇને ભમે છે, એવીજ રીતે રાજબાની પાછળ રાજકુમાર શ્વાન–લીલા કરવા લાગ્યો. અરે ! સ-સારની મોહજાળમાં ફસાવીને પુરૂષોનું જીવન બરબાદ કરનારી ક્ષુદ્ર યુવતિઓ ! ત્હમે જગતમાં કેટલા અનર્થ કર્યા છે ? ત્હમારાં નયન–શરથી કેટલા અતુલ બળધારીઓને ઘાયલ કરેલા છે ? ત્હમારી મોહક શબ્દજાળમાં ફસાઇને કેટલા વિર પુરૂષો પતિત થયા છે ? અને ત્હમે કેટલા સંસારીજનોને વનવાસી તથા કેટલા વનવાસી મહાત્માઓને સસારી બનાવ્યા છે ? અરે ! ત્હમે આ દુનિયામા કેટલી ઉથલપાથલ કરી શકો છો, તે જરાપણ સમજાતું નથી. ત્હમારૂં ચારિત્ર્ય ગહન છે. એક વિદ્વાને પણ કહ્યું છે કેઃ–

स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्य ? ॥

"સ્ત્રીઓનું ચરિત્ર અને પુરૂષોનું ભાગ્ય દેવો પણ ન જાણે તો માણસનું શું ગજું ?" અત્યારે પણ રાજબાનું ચરિત્ર જાલિમસિંહના સમજવામાં આવ્યુ નહિ. તે પોતાની પ્રિયતમાની પાસે જઇને વિષાદ-મય અવાજથી કહેવા લાગ્યોઃ –

"હૃદયવલ્લભા ! તુ આમ રીસાઇશ નહિ ! અને મ્હારા શબ્દોથી માઠું લગાડીશ નહિ. વ્હાલી ! જ્યારે હું સંન્યાસીની ભવિષ્યવાણીમાં વિશ્વાસ રાખીને રાજગાદી મેળવવાનો વિચાર કરૂં છું, ત્યારે મ્હને પેલી અરણ્યબાળા યાદ આવે છે. અને મ્હારૂં મૃત્યુ નજીક આવેલું હોય એવી ભ્રમણા ઉપસ્થિત થાય છે. અરે ! આજે સભામંડપમાં પણ તે વનવાસીની બાલિકાએ મ્હને ભ્રમિત્ કર્યો હતો."

" સાબાશ ! આનંદપુર રાજ્યના સેનાપતિ, સાબાશ ! " રાજબા માર્મિક શબ્દોથી હસતી-હસતી કહેવા લાગી-" એક અબળા જાતથી ડરીજનારા ક્ષાત્રિય કુમાર ! તમે યુદ્ધમાં કેવી બહાદુરીથી લડતા હશો ? ત્હમારા જેવા મૃત્યુનો ભય રાખનારાઓને કેવી ઉપમા આપવી ? તે સમજાતું નથી. ત્હમે રાજા થઇને શું કરી શકો ? જાઓ ! મ્હારી સાડી અને ચુડા પહેરીને રાણીનિવાસમા બેસી રહો. હુ ત્હમારૂ રક્ષણ કરીશ અને ત્હમને એ ખૂનીખંજરથી બચાવીશ ! "

" મ્હને માફ કર ! દીલદાર ! અત્યારે હું જ્ઞાનશૂન્ય બની ગયો છું. મ્હારૂં ચિત્ત ચગડોળે ચડયુ છે. મ્હારા અવયવો કમ્પિત થઇને ચેતનહીણ થઇ ગયા છે. હુ શું બોલું છું, તેનું પણ મ્હને ભાન રહેતું નથી. મ્હારૂ હવે વધારે અપમાન કરીશ નહિ. હું ત્હારો આ-શય ફળિભૂત કરવા તૈયાર છું. પરન્તુ મ્હારૂં હૃદય કબુલ કરતુ નથી."

" જ્યારે ત્હમે હૃદયને જરા બળવાન બનાવો ત્યારેજ આપણા સુખનો માગ સાફ કરી શકાય. અને આપણી મહત્વાકાંક્ષા સફળ થઇ શકે. "

પ્રેમદાના મોહપાસમા સપડાએલો ઝાલિમસિંહ નિસ્તેજ મુખે રાજબાના સામુ જોઇ રહ્યો. તેની ગાભિર્યના જોઇને રાજબા કહેવા લાગી.-

"કેમ ! શું વિચાર કરો છો ?"

"કંઈ નહિ !" જાલીમસિંહ બોલ્યો "મ્હારૂં અનિમ ધ્યેય ચોક્સ થઇ ગયુ છે. હું ત્હારા મનોરથ સફળ કરીશ."

"બસ ! મ્હારે પણ એજ જોઇએ છે, વ્હાલા ! ત્હમે જરા-પણ ભય રાખશો નહિ. હુ પણ એક વિરાંગના છું. ગમે તેમ યુક્તિ કરીને તે બાલિકાની હસ્તી આ દુનિયામાંથી નાબુદ કરીશ. પ્રાણનાથ ! કહો, હવે ત્હમને કોનો ભય છે ?

"મ્હારા શ્રેયાર્થે ત્હારી અત્યુત્તમ મનોભાવના જોઇ મ્હને ઘણેજ હર્ષ થાય છે. વ્હાલી રાજબા ! હું જાઉં છું. મહારાણા અને વિજય બને નિદ્રાધિન થઇ ગયા હશે !"

પાપીના સમાગમથી પતિત થએલો જાલીમસિંહ ઉન્મત્ત બનીને ઉભો થયો. અને કબાટમાંથી એક નાની વિષમય કટારી લઇને વિજય-સિંહના શયનાગૃહ તરફ ચાલવા લાગ્યો. રાજબા પ્રત્યેના મોહની મહ-ત્તાએ જાલીમસિંહના સદ્વિચારો ભસ્મિભૂત કર્યા. હતા. તેનુ હૃદય વિદિ-ર્ણપ્રાય થયુ હતું. મોહાંધને હજાર હાથના ઉંડા ખાડામાં પટકવાને, અથવા ઉંચે આસમાનપર ચડાવવાને નારીનુ એકજ તિવ્ર કટાક્ષ બસ થઇ પડે છે !!!

---

# પ્રકરણ ૮ મું.

"ભયંકર હત્યાકાણ્ડ."

## अति मलिन कर्त्तव्ये भवत्ति खलानामतीव निपुणा धीः ।

**અર્થ:**—અતિ મલિન કામમાંજ દુર્જનની બુદ્ધિ અતિ નિપુણ થાય છે.

મધ્યરાત્રિનો સમય વીતી ગયો છે રાજકુમારના મહેલમાં ઘોર અંધારૂં છવાઈ ગએલું દેખાય છે. થોડા સમય પહેલાં જ્યાં આનંદ ધ્વનિથી વાતાવરણ મનરંજન લાગતુ હતુ, ત્યાં અત્યારે માત્ર તમરાંનો અપ્રિય ગણગણાટ,—ઘુવડોના મુઓ—મુઓ શબ્દ, અને ચોકીદારોના દર કલાકે સંત્રામ્રૂચક પોકારો સાભળવામાં આવતા હતા.

ભયંકર અંધકારમાં જાલીમસિંહ બરાબર સાવધાનીથી એક ખંડમાથી બીજા ખંડમાં ચાલ્યો જતો હતો. અંધારામાં તેની આંખો વિદ્યુત્ સમાન ચમકતી હતી. તેના હાથમાં એક તેજસ્વી કટારી પકડેલી છે. આગળ વધતાં રાજકુમાર જાલીમસિંહ અચાનક સ્તમ્ભિત થઈ ગયો. અને શિરથી પગની પાની સુધી સર્વાંગે વૃક્ષના એક પાંદડાની માફક ધ્રુજવા લાગ્યો તેની આંખો નિસ્તેજ થઈ ગઇ, અને છાતી જોરથી ધડકવા લાગી થોડો સમય અસ્વસ્થ રહ્યા પછી તેનામાં નવચેતન જાગ્રત થયુ અને ધારેલુ કાર્ય અમલમા મુકવા તૈયાર થયો.

"બસ! હવે ભય નથી" જાલીમસિંહ વિચાર કરવા લાગ્યો. "આ વિષમય કટારીથી મ્હારૂં સંરક્ષણ કરવાનું હું સામર્થ્ય ધરાવુંછું.

મ્હેં અત્યાર સુધી એક બ્હીકણ બાળકની પેઠે હૃદયમાં ભયને સ્થાન આપ્યું હતુ. એક મુર્ખની માફક પાપ–પુણ્યના હિસાબ ગણીને વ્હેમી બન્યો હતો. પ્રિય રાજબાના બોધ વચનોનો કેટલીક વખત અવિકાર કરીને મ્હારા સ્વાર્થનુ રહસ્ય સમજતો નહોતો. અને અનેક પ્રકારના વિકલ્પો કરીને હૃદયને શંકાશીલ બનાવતો હતો. હવે એ બધું મ્હેં ત્યાગી દીધુ છે. અત્યારે હું રાજકુમાર જાલીમસિંહ નથી અત્યારે હું વિજયસિંહનો કાકો નથી. પણ તેનો કાળ છું. હું એક માનવ સ્વરૂપે રાક્ષસ બન્યો છું. આનંદપુર રાજ્યની ગાદીનો માલીક થવા માટે મ્હારા પરમ શત્રુ બનેલા યુવરાજની હત્યા કરવી એજ પ્રભુની ઇચ્છા છે "

જાલીમસિંહ વધારે વિચાર કરી શક્યો નહિ. તે આગળ ચાલવા લાગ્યો. અને વિજયસિંહના સુવાના ખંડમા જઈને દૃષ્ટિ ફેરવતા તેને નિશ્ચિન્ત રીતે નિદ્રાધિન થએલો જોઇને આનંદ પામવા લાગ્યો. હવે ધારેલુ કામ નિર્વીઘ્ને પાર પડશે એવી ખાત્રી થતાજ જાલીમસિંહ ગુપ્તદ્વારની બાજુએ આવેલા એક ખૂણાની પાસે જઇને ઉભો રહ્યો. દીવાનો પ્રકાશ ઝાંખો થઇ ગએલો હોવાથી કેટલીક વસ્તુઓ બરાબર સ્પષ્ટ દેખાતી નહોતી. પલંગમા બરાબર અવલોકન કરવાથી પગથી માથા સુધી ચાદર ઓઢીને વિજયસિંહ સુખપૂર્વક નિદ્રા લેતો હોય એમ જણાતાં જાલીમસિંહ બે ડગલા આગળ વધ્યો. અને હાથમા કટારને મજબુત રીતે પકડીને પલંગના ઓશીકાના ભાગ પાસે આવીને ઉભો રહ્યો. હવે તેના હૃદયમા પુનઃ વિવિધ વિચારો આવવા લાગ્યા.—

" શુ મ્હારેજ આ કામ કરવુ પડશે ? હું એક રાજપુત છુ, વળી હુ રાજ્યનો સેનાપતિ છુ. તો પછી મ્હારા હાથેજ આવી હત્યા ન કરતાં કોઇ મારાઓની મારફત આ કામ કરાવુ તો વાધારૂપ શુ છે ? "

જાલીમસિંહનો વિચાર પ્રવાહ ક્ષણભર અટક્યો, અને પુનઃ તે ચાલુ થયોઃ--

" ના ! એવી રીતે મારાઓની મારફતે આ કામ કરાવતાં કદાચ તેનો ભેદ પ્રસિદ્ધ થઇ જવાનો સંભવ રહે. અને તેમ થાય તો પછી મ્હારે સદાને માટે બીજાઓના ઓશીયાળા રહેવું પડે. આજના મહોત્સવ પ્રસંગે મ્હે વિજયસિંહનું ખૂન કર્યું છે એવી શંકા કોઇ પણ વ્યક્તિના હૃદયમા નહિજ આવે તેમ છતાં મ્હારા કમનસીબે કદાચ આ ગુપ્ત કારસ્તાન પ્રકાશમા આવી જાય તો મ્હારા ભાયાતો, અને પ્રજાજનો બળવો કરે. અને મ્હને રાજા તરીકે સ્વિકારે નહિ. એ બાબત પણ ખાસ ધ્યાનમા રાખવા જેવી છે હરકત નહી ! પિતાજીને કેદ કરીને ભોયરામાં પુરી દઇશ, ભાયાતો અને પ્રજાવર્ગને મ્હારા લશ્કરના બળથી નાબે કરીશ. અને શામ, દામ, દંડ, તથા ભેદ એ ચાર વસ્તુઓ કે જે રાજપ્રકરણી બાબતોના મુખ્ય સિદ્ધાન્તરૂપ ગણાય છે, તેનો યોગ્ય રીતે ઉપયોગ કરીને મ્હારી સત્તા જમાવીશ. અને મ્હારો વિજય ડંકો વગડાવીશ. "

ભવિષ્યના સુખ–સામ્રાજ્યની ઘટના નિયત કરતો જાલીમસિંહ યુવરાજના મુકરર કરેલા પલંગ પાસે આવીને ઉભો હતો ત્યાંથી સ્હેજ પાછળ હઠી ગયો. કમરપટ્ટાને મજબુત રીતે બાંધ્યો. અને હાથમાં પકડી રાખેલી કટારી તરફ થોડો સમય જોઇ રહ્યો. તેની નસેનસમાં ઉષ્ણ બનેલુ શોણિત વહન કરી રહ્યું હતું. હાથમાં પકડેલી કટાર ઉંચી કરી. પરન્તુ તેનો હાથ પલંગ તરફ લંબાયો નહિ. જાલીમના અંગની તાકાત તત્કાળ શીથીલ થઇ ગઇ. અચેતન બનેલો રાજકુમાર ગુપ્તદ્વાર તરફ ચાલ્યો. અને પાછળથી બારણાં બંધ કર્યા. તેના મનમા અનેક પ્રકારના તરંગો આવવા લાગ્યા હતા.

" અરે ! આ શું થયું ? મ્હારો હાથ કેમ અટકી જાય છે ? આજેજ ખુન કરવાનો મ્હે નિશ્ચય કરેલો હોવા છતાં મ્હારાથી એ કામ કેમ બનતું નથી ! આવો પ્રસંગ ફરીથી પ્રાપ્ત થવો મુશ્કેલ છે. "

જાલીમસિંહના તરંગો સમુદ્રની ભરતી અને ઓટની માફક ઉછળતા હતા, અને પુનઃ સમાઈ જતા. " **ઝાંખો પ્રકાશ જેમ રાત્રે ભયને ઉત્તેજન આપે છે, એવીજ રીતે ઝાંખું જ્ઞાનપણ પ્રત્યેક મનુષ્યના હૃદયમાં બ્હીકણ-વૃત્તિ પ્રેરે છે** " જાલીમસિંહનું દિલ મુંઝાતું હતું. અને આન્તર વેદનાનો અનુભવ લેતો અંધારામાં ધીમે ધીમે વધુ ડગલાં પાછળ હઠતો હતો.

આ પ્રસંગે અચાનક કોઈ અદ્રશ્ય વ્યક્તિએ આગળથી આવીને તેનો હાથ પકડી લીધો. જાલીમસિંહ ચમક્યો. અને સળગતા અંગાર પર ભૂલથી હાથ પડતાં જેવી રીતે હાથને પાછો ખેંચી લેવાય છે, એવીજ રીતે તેણે પોતાનો પકડાએલો હાથ બળપૂર્વક પાછો ખેંચી લીધો. અને શીઘ્રતાથી પોતાના શયનાલય પાસે આવીને ઉભો રહ્યો જાલીમસિંહે પાછળ ફરીને જોયું તો, રાજબા ઉભા રહેલી જોવામાં આવી.

" કેમ ! શું કરી આવ્યા ? " રાજબા હસતાં-હસતાં પુછવા લાગી. " હમારો હાથ પકડતાં આમ નાસવા લાગ્યા તેનું કારણ શું ? બતાવો ! કટાર ક્યાં છે ? "

છંછેડાએલી સર્પીણીના ફુંફવાટા સમાન રાજબાના શબ્દો સાંભળીને રાજકુમાર જાલીમસિંહ જડવત્ સ્તમ્ભિત થઈ ગયો. તેનાથી પ્રત્યુત્તર અપાયોજ નહિ.

" શું કર્યું ? શા માટે બોલતા નથી ? "

" રાજબા ! કાર્ય હજુ બાકી છે. " જાલીમસિંહ મંદ અવાજથી કહેવા લાગ્યો

રાજકુમારના શબ્દો સાંભળીને રાજબા વિફરી, તેનું સ્વરૂપ પલટાઇ ગયુ સૌન્દર્યમયી રાજબા પિશાચીની સ્વરૂપ ધારણ કરીને જાલીમસિંહના પાસે આવી. અને તેના હાથમાં છુપાવી રાખેલી કટાર જોરથી પકડવા લીધી. અને ઉન્માદિની દશામાં યુવરાજ વિજયસિંહના શયનાલય તરફ ચાલવા લાગી. તેનાં કેશ વિખરાઇ ગયા હતા, તેની મુખાકૃતિનું અવલોકન કરતાં સાક્ષાત્ રાક્ષસીરૂપ દેખાતી હતી. ઉન્મત્ત રાજબાને આગળ જતી અટકાવવા માટે જાલીમસિંહ તેના પાછળ દોડવા લાગ્યો. અને પોતાની પ્રિયતમાના હાથમાંથી કટારી ઝુંટાવી લઇને ધીમેથી કહેવા લાગ્યો -

" રાજબા ! મ્હારી હ્રદયેશ્વરી ! તુ પાછી જા ! ત્હારા સુકોમળ અને રમણીય હાથ રક્તથી ખરડાય, એ દેખાવ મ્હને અસહ્ય લાગશે. હવે હું શીઘ્રતાપૂર્વક ધારેલુ કાર્ય પાર પાડીને તુરત ત્હારા પાસે આવીશ. તુ આપણા શયનગૃહમાં જા ! મ્હારા પ્રત્યે અવિશ્વાસ રાખીશ નહિ. "

રાજકુમારના શબ્દો સાંભળીને રાજબા ચાલી ગઇ.અને સંગતિના પરિણામે પતિત બનેલો જાલીમસિંહ ધીરે ધીરે ગુપ્તદ્વારમાં થઇને વિજયસિંહના પલગના ઓશીકા તરફના ભાગ પાસેજ આવીને ઉભો રહ્યો. દીપકના ઝાંખા પ્રકાશમાં યુવરાજ સર્વાંગે ચાદર ઓઢીને નિદ્રા લેતો હોય એવો દેખાવ જોતાં તેણે કમરપટ્ટામાંથી કટારને બહાર કહાડી.

રાત્રીના બે વાગવાના ટકોરા સંભળાયા. રાજગઢની પાછળના ભાગમાં કોઇ સસ્કારી વ્યક્તિના આવાનો દુરથી અવાજ સંભળાવા

લાગ્યો. આ સંગીત વિણાના સૂર સાથે બરાબર મેળવીને ગવાતું હોવાથી આલ્હાદજનક લાગતુ હતુ. કોકિલ સમાન કંઠમાંથી નીકળતો મધુર સ્વર સાંભળવાથી કોઇ સ્ત્રી ગાતી હોય, એવું અનુમાન થતું હતું મનમોહક સંગીતના અજબ પ્રભાવથી જાલીમસિંહ ક્ષણભર સ્તબ્ધ થઇ ગયો. અને આ ગીતની મઝા તેને પોતાનેજ સમ્બોધન કરતી હોય એમ સ્વાભાવિક શંકા થતાં રાજકુમાર શાન્ત ચિત્તથી સાંભળવા લાગ્યો. ગાયન સ્પષ્ટ રીતે પણ જરા ધીમા અવાજથી સંભળાતું હતું. ગાનાર વ્યક્તિના હ્રદયના–રણકારો પુનઃ આગળ વધવા લાગ્યા.

## ( સંગીત ).

" બની વેરાંધ ઓ. પાપી !–કરે છે જુલ્મ શા માટે ?
ખીલેલા પુષ્પને કાપી–હરે છે સત્વ શા માટે ?
" અરે ! સન્માર્ગ તું ચૂકયો, સરળ સિદ્ધાન્ત ત્હેં મૂકયો;
બની જાલીમ, કયાં ઝુકયો ?–ધરે છે લોભ શા માટે ?
" કુબુદ્ધિ કયાથી આ આવી ?–દિલે ના આર્દ્રતા લાવી;
મતી કાં ત્હારી પલટાવી ! સ્મરે છે સ્વાર્થ શા માટે ?
" જીવનનો અંત હા ! થાશે, મળેલી સિદ્ધિ લુંટાશ;
દગલબાજીથી પસ્તાશે, ફરે છે મસ્ત શા માટે ?

" વિદ્યાકાન્ત. "

ગાયન પુરૂં થયુ. સદ્‌બોધક અને માર્મિક શબ્દોથી ગવાએલું ગીત સાંભળી રહ્યા પછી જાલીમસિંહ વિચાર કરવા લાગ્યો.

" અરે ! આ અવાજ મેં કોઇ દિવસ સાંભળેલો છે. પરન્તુ અત્યારે મને બરાબર યાદ આવતું નથી. અને હવે તે બાબતની

કલ્પના કરવાનો સમય પણ નથી. આ સંગીતના શબ્દોમાં સમાએલી રહસ્યોક્તિ અવશ્યમેવ મ્હનેજ લાગુ પડે છે. મ્હારા અંતરનો ઉદ્દેશ સ્પષ્ટરૂપે સમજીને આ કામ મ્હને નહિ કરવાનુ સંગીતદ્વારા ફરમાન કરનાર એ વ્યક્તિ કોણ હશે? ગમે તે હો! મ્હને પરવા નથી. એવાં નહીંકણ બનાવનારા વાક્યોની મ્હને હવે જરાપણ અસર થવાની નથી. બસ, હૃદય! સ્થિર અને બળવત્તર થા! મ્હારા ભાગ્યમા લખાએલી જાહોજલાલીમાં અડચણરૂપ થની વ્યક્તિની હસ્તી આ દુનિયામાંથી મ્હને સદાને માટે દુર કરવા દે! બસ, હવે વધારે વિલંબ કરવા શા કામનો!"

યુવરાજ વિજયસિંહનુ—પોતાના પ્રિય બન્ધુ પુત્રનુ, અને આનંદપુર રાજ્યના ભાવિ મહારાણાનુ ખૂન કરવા માટે તલસી રહેલો નરાધમ જાલીમસિંહ પલંગના નજીક આવીને ઉભો રહ્યો. યુવરાજને સર્વાંગે ચાદરઓઢીને નિદ્રાધિન થએલો જોઇને તેણે પોતાનાં હાથમાં પકડેલી તીક્ષ્ણ કટારી ઉંચી કરી, અને પોતાના અતિથીની છાતીના બરાબર મધ્યભાગમાં બળપૂર્વક મારીને જાલીમસિંહ તુરત પલંગના નીચે અંધકારમાં છુપાઇ ગયો. તેના શાન્ત મનોભાવ ઉપર તોફાની મનોભાવનુ બળ સંપૂર્ણ રીતે વ્યાપી ગયુ, અને આખરે વેરની વસુલાત પુરી થઈ. હાય! જાલિમ! ત્હેં વૈર વાળવાની અવધિ કરી નાંખી. દુનિયામાં કોઇ પણ દુશ્મન ત્હારા જેવું નિર્દય અને ઘાતકી કામ કરેજ નહિ!

પલંગના નીચે સંતાઇ ગએલા જાલીમસિંહે એક કારમી ચીસ સાંભળી હતી, પરન્તુ તેની ઉન્મત્ત મનોવૃત્તિઓએ ક્ષણભર બેભાન બનાવેલો હોવાથી કંઇપણ વિચાર કરી શક્યો નહિ. પલંગમાં તરફડીયાં મારતુ શરીર સદાને માટે અચેતનમય બની ગયુ.

હવે જાલીમસિંહ ધીમે રહીને ગુપ્તદ્વાર તરફ જવાને માટે પલંગની નીચેથી બહાર નીકળીને ચાલવા લાગ્યો. રાજબા શયનગૃહની બહાર અટારીમા ઉભી રહી હતી. રાજકુમારને આવતો જોઇને રાજબા કહેવા લાગી.---

' ઉભા રહો ! ત્હમે કામ પુરૂં કર્યું કે નહિ તે બાબતની ખાત્રી કરવા માટે હું આવેલી છું. અને ત્હમારા હાથે યમસદનમા પહોંચી ગએલા આત્માના દેહને છેલ્લી વખત જોઈ આવું છુ. '

રાજબા ધીરે ધીરે યુવરાજના નિયત કરેલા શયનગૃહમા આવી પહોચી અને વિજયસિંહનુ પ્રાણપખી તેના દેહપિંજરમાથી ઉડી ગયુ છે કે નહિ, તે બાબતની ખાત્રી કરવા માટે તેણે ચાદર ઉચી કરી. અને બરાબર પરીક્ષા કરવા લાગી.

અચાનક તીર વાગતાં મૃગલી જેમ નાસવા લાગે છે, એવીજ રીતે રાજબા પણ લાંબી ફલગો ભરતી દોડવા લાગી. તેની ચૈતન્યતા લુપ્ત થઈ ગઇ. અને ગભરાએલી સ્થિતિમાં જાલીમસિંહના પાસે આવીને કહેવા લાગી - -

" ત્હમે વિવાહની વરસી કરી આવ્યા ! '

" કેમ ! શુ થયુ ' જાલીમસિંહે અધીરાઈથી પુછ્યુ.

" યુવરાજ વિજયસિંહ હજુ જીવિત છે " રાજબાએ કહ્યું.

" હૈ !" જાલીમ ચમક્યો અને પુછવા લાગ્યો " ત્યારે મ્હેં ખુન કોનુ કર્યુ ? "

" મહારાણાનુ—ત્હમારા શિરછત્ર પિતાજીનું ! ! ' રાજબાએ કહ્યું.

" અરેરે ! આ મ્હેં શું કર્યું ? પિતાજીનું ખૂન ! કેટલો ભયાનક હત્યાકાણ્ડ ! " આ ત્રણ વાકયો બોલીને રાજકુમાર જાલીમસિંહ મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગયો.

રાજમા પોતાના પતિની આવી હૃદય-દુર્બળતા જોઇને હસવા લાગી અને તાત્કાળીક મહારાણાની છાતીમાથી કટારી ખેંચી લઇને યુવરાજ વિજયસિંહનું ખૂન કરવા માટે તેને શોધવા લાગી.

---

## પ્રકરણ ૬ મું.

### " સ્નેહી કે શત્રુ ? "

**" જેમ પર્વત્ત ઉપર શિલા ચ્હડાવવી હોય તો ઘણીજ મહેનતે ચ્હડે છે, પરન્તુ ત્હેને નીચે પાડી નાંખવી હોય તો જરા પણ વાર લાગતી નથી. તેજ પ્રમાણે મનુષ્યને ગુણવાન થવું અઘરૂં છે; પરન્તુ નીચતા કરવામાં વાર લાગે તેમ નથી. "**

× × × ×

પ્રભાવતીએ આખી રાત્રિ રોવામાંજ વિતાવી હતી. જ્યારથી યુવરાજ વિજયસિંહ આનન્દોત્સવમાં ભાગ લેવા માટે ચાલ્યો ગયો હતો. ત્યારથી તેના પાછા આવવાની રાહ જોઇને પ્રભાવતી મધ્યરાત્રિ સુધી બેસી રહી હતી. આજે યુવરાજ પોતાના કાકા જાલીમસિંહના મહેલમાંજ આખી રાત રહેવાનો છે, એ બાબતની પ્રભાવતીને ખબર આપેલીજ નહોતી.

તેથી પોતાના પતિના આવવાની વાટ જોઈને પ્રભાવતી થાકી ગઈ. તેના મનમા અનેક પ્રકારની કલ્પનાઓ થવા લાગી. અને જેમ સમય વધવા લાગ્યો તેમ સ્વામીના સમાગમની આતુર બનેલી સુન્દરીની આંખોમાથી અશ્રુધારા ચાલવા લાગી.

આ વખતે અચાનક પ્રભાવતીની સખી ઉલ્લાસ તેના પાસે આવી પહોચી. અને પોતાના બ્હેનપણીને રડતી જોઈને તેમ કરવાનુ કારણ પુછવા લાગી.

" બ્હેન! તહમે શા માટે રડો છો ? "

પ્રભાવતીએ આંખોમાથી આસુ લુછી નાખ્યા, અને કરૂણાજનક સ્વરથી કહેવા લાગી—

" બ્હેન ઉલ્લાસ! મ્હને આજના મહોત્સવમા ભાગ લેવાનુ પુન્ય બ્હેન રાજબાએ આમત્રણ મોકલ્યુ નહિ. તે કારણથી હુ રોતી નથી પરન્તુ મ્હારા સ્વામીનાથ હજુ સુધી અહી પાછા નહિ આવવાથી મ્હારા દિલમા સશયાત્મક વિચારો આવવાથી ધિરજ ન રહી. અને મ્હારૂ હૈયુ શોકથી ભરાઈ જવાથી હુ રડતી હતી.

' બ્હેન! આટલી બધી અધીરી શા માટે થાય છે ? " ઉલ્લાસે આશ્વાસન આપતા કહ્યુ. " યુવરાજ હમણા આવશે. ધામધુમ કરવાનો પ્રસંગ છે, અને એ મનરંજન કાર્યમા કદાચ મોડુ પણ થઈ જાય ! "

બ્હેન! ઉલ્લાસ! હુ આટલી બધી અધીરી બની ગઈ છુ, એ જોઈને તુ અજાયબ થાય છે. પણ મ્હને કેટલીક અશુભ શકાઓ થવાથી હુ ગભરાઈ ગઈ હતી. ' પ્રભાવતીએ કહ્યું.

"બ્હેન ! તમે સમજુ છો ! કોઈ પણ જાતના રહસ્ય વગરની–અર્થ વિનાની શંકાઓને હૃદયમા સ્થાન આપીને નિર્બળ બનવું એ શ્રેયસ્કર નથી યુવરાજ કદાચ રાજકુમારના આગ્રહથી આજની રાત ત્યાંજ રોકાઈ ગયા હશે ! તમે વ્યર્થ કલ્પાન્ત કરો તે ઠીક ન કહેવાય !"

ઉલ્લાસના આશ્વાસનથી પ્રભાવતીનું હૃદય જરા શાન્ત થયું. એજ વખત નીચેથી એક દાસી ઉપર આવી. અને પ્રભાવતીને કહેવા લાગી:—

"બા ! એક સંન્યાસી–બાલિકા આપની મુલાકાત કરવાની રજા માગે છે"

પ્રભાવતી ચમકી. અને અજાયબ થઈ. મધ્યરાત્રિના વખતે મુલાકાત લેવામા કંઈક નવિન હેતુ હશે, એમ સમજીને તેણે દાસીને કહ્યું.—

"જા ! તેમને અહીં બોલાવી લાવ !"

રાજકુમારીની રજા મળતા દાસી નીચે ગઈ. અને તે બાલિકાને રાણી–નિવાસમા તેડી લાવી

બાલિકાએ ગળામા રુદ્રાક્ષની માળા ધારણ કરીને કપાળમા સીંદુરની આડ કરી હતી, તેના માથાના વાળ કમર સુધી લટકી રહ્યા હતા, જમણા હાથમા કમંડળ અને ડાબા હાથમા ત્રિશુલ પકડ્યું હતું આવા ભગવા વસ્ત્ર ધારણ કરેલી અનુપમ સ્વરૂપવાન બાલિકાને જોતાંજ સાક્ષાત્ પાર્વતી કૈલાસમાથી પૃથ્વીપર આવીને ઉભા રહેલા હોય એવી ક્ષણભર ભ્રમણા થઈ રહે.

સંન્યાસિનીને જોતાંજ પ્રભાવતી પાષાણ–પ્રતિમાની માફક શિથિલ થઈ ગઈ. અને પલકહીન આંખોએ તે બાલિકાને એકાગ્રતાથી જોઈ રહી હતી. થોડા સમય સ્તબ્ધ રહીને પ્રભાવતી કહેવા લાગી.—

"અરે! આ તે સ્વપ્ન કે સત્ય? સંન્યાસિની મૈયા! આખરે મ્હારૂં સ્વપ્નું સાચ્ચું થયું! ભલે, આપ આનંદપુર રાજ્યનાં મહારાણી થાઓ! મ્હારા દિલમા મહારાણી–પદ લેવાની જરાપણ ઇચ્છા નથી."

"રાજકુમારી! હું ત્હમારા વ્હાલા સ્વામિને સ્વાધિન કરવા માટે આવી નથી. હું તો માત્ર ત્હમારી પ્રિય વસ્તુને ત્હમારા પાસેજ સલામત રાખવાની ઇચ્છાથીજ આવીછું. અત્યારે યુવરાજ વિજયસિંહ મહાન્ સંકટમા સપડાઇ ગયા છે. પાપીઓએ આજે ત્હેમના પ્રાણ લેવાનો સંકલ્પ કર્યો છે. તેથી હવે કોઇપણ ઉપાયથી ત્હમારા પ્રાણનાથની મુક્તિનો માર્ગ શોધવાની ખાસ જરૂર છે." સંન્યાસિનીએ કહ્યું.

યુવરાજની હકીકત સાભળીને પ્રભાવતી રોવા લાગી. અને ઉભી થઇને બાલિકાના આગળ આવીને બંને હાથજોડીને નમ્ર અવાજથી કહેવા લાગી—

"માતા! મ્હારા સ્વામીનાથને બચાવો! મ્હારે હવે શું કરવું? હું આપના સાથે આવવા તૈયાર છું. કહો! દેવી! મ્હારા પ્રિયતમનું આપ રક્ષણ કરી શકશો?"

"બ્હેન! ત્હમે મ્હારા સાથે આવીને શું કરશો?" સંન્યાસિનીએ પૂછ્યું.

"હું મ્હારા નાથને આફતમાંથી બચાવીશ અને મ્હારા પ્રાણ અર્પણ કરીશ." પ્રભાવતીએ કહ્યું.

"નહિ! બ્હેન પ્રભાવતી! ત્હમારે જાલીમસિંહના મહેલ સુધી જવાની કંઇ ખાસ જરૂર નથી."

"ત્યારે મ્હારી પ્રિય સખી ઉલ્લાસને અહીંથી મોકલીને યુવરાજને મ્હારા સંદેશા કહેવરાવું?"

" ના ! તેમ કરવાની પણ કંઈ ખાસ જરૂર નથી. યુવરાજ વિજયસિંહ ક્ષત્રિય-વિર છે, આગામી ભયની વાત સાંભળીને એક બાયલા પુરૂષની પેઠે જાલીમસિંહના મહેલમાંથી અત્યારે અહીં નાસી આવે એવો સભવ નથી. ત્હમારા સદેશાની યુવરાજના હૃદયને અસર નહિંજ થાય !"

સંન્યાસિનીના વાકયો સાભળીને પ્રભાવતીનું અંતઃકરણ ઘણુંજ વ્યાકુળ થઈ ગયુ. તે ગભરાઇને ફરીથી રોવા લાગી. અને બાલિકાના ગળે પોતાના બને હાથ વીંટાળી દઇને વિષાદ્‌મય અવાજથી બોલી:—

" ભગવતી ! હું શું કરૂં ? "

" ગભરાઓ નહિ. બ્હેન ! હુ અત્યારે જાલીમસિંહના મહેલમાંથીજ અહીં આવેલી છું અને હવે હું પાછી ત્યાંજ જવાનીછું. મ્હારાર્થી બનતો પ્રયત્ન કરીને રાજકુમારના મહેલનો ત્યાગ કરાવીને યુવરાજને ત્હમારા પાસે લાવીશ. પરતુ હું ત્હમારોજ સદેશો લઇને આવીછું. એ બાબતની ત્હેમને ખાત્રી થવા માટે મ્હારા પાસે કંઇક સાબીતી અવસ્ય હોવી જોઇએ. "

" આપને શુ જોઇએ ? " પ્રભાવતીએ પૂછ્યું.

" ફક્ત ત્હમારા હાથે પહેરેલી વીંટી ! બસ, એજ વસ્તુથી યુવરાજને બરાબર ખાત્રી થશે. "

પ્રભાવતીએ તુરત પોતાની આંગળીમાંથી વીંટી બહાર ક્હાડીને સન્યાસિનીના હાથમાં આપી. અને તે વીંટી મળતાંજ આ આદર્શ-બાલિકા ઝટપટ મહેલમાંથી બહાર નીકળીને રાજકુમારના મહેલ તરફ

ચાલવા લાગી. અને રાજમાર્ગમાં તેને કાઇપણ જાતની અડચણ નહિ આવવાથી મુખરૂપ મુકરર કરેલા સ્થળે આવી પહોંચી.

' પ્રાણ, વિલાસ ! ' એક ધીમો અવાજ સંભળાયો

" હા, પિતાજી ! હુ સહીસલામત પાછી આવીશ અને કદાચ જરૂર પડે તો પ્રભાવતીના હાથની આ વીંટી પણ મ્હારા સાથે લેતી આવીશ. ' સંન્યાસિનીએ કહ્યું.

' સાબાશ ! દીકરી ! હવે ત્હારા મનોરથ સફળ થશે ! "

' ના ! મુરબ્બી ! મ્હને હવે મહારાણી-પદ લેવાની બીલકુલ ઇચ્છા નથી પ્રભાવતી જેવી પતિ-પરાયણ સન્નારીનુ સંસાર-સુખ લુટી લેવા કરતા અવિવાહીત રહેવુ હજાર દરજ્જે સારૂ છે. ' બાલિકાએ પોતાનો નિર્મળ મનોભાવ પ્રદર્શિત કર્યો

" વિલાસ ! શુ ત્હારી મતીજ પલટાઇ ગઇ ? '

હા ! પિતાજી ! આજે યુવરાજ વિજયસિંહની પત્નિની પ્રથમ મુલાકાત લેતા હુ તેહના પ્રત્યે પ્રસન્ન થઇ, એ દેવબાળા-સ્વરૂપ પવિત્ર પ્રભાવતીને જોતાજ મ્હારી આકાક્ષા જતી રહી મુરબ્બી ! તે પતિવ્રતા અને અનેક સદ્‌ગુણાલંકૃત પ્રેમદાની અમુલ્ય વસ્તુ હુ સ્વાધિન કરૂ. એ તદ્દન અન્યાય છે આવી રીતે અનુચિત વ્યવહારથી હુ મ્હારો સ્વાર્થ કળિભત કરૂ તે કરતા આવા સ્વાર્થનોજ ત્યાગ કરવો શ્રેયસ્કર છે- સર્વોત્કૃષ્ટ છે

" વિલાસ ! મ્હારી આજ્ઞા—

" માફ કરો ! ' વિલાસ વધુ બોલતા અધવચ અટકાવીને કહેવા લાગી. ' હુ આપની આજ્ઞાનુ પાલન કરવા સર્વદા તૈયાર છુ પરંતુ

પ્રભાવતીના ઉદાર દિલને દહન કરવા, તથા ત્હેના સર્વોત્તમ સંસાર-વૈભવનું સત્યાનાશ વાળવા તૈયાર નથી. '

" વિલાસ ! શું મ્હારા વીસ વર્ષના પરિશ્રમને તું વ્યર્થ કરીશ ? નાદાન ! આવી હઠ મુકી દે ! પરોપકાર માટે, આનંદપુર રાજ્યના વૈભવ માટે એમ કરવું પડે તો તે બાબત અયોગ્ય કહેવાશે નહિ. ત્હારી મનોવૃત્તિઓમાં પરિવર્તન કરતા પહેલાં જરા ઉંડો વિચાર કરી જો ? "

" મુરબ્બી ! ' વિલાસે કહ્યું-" મ્હને આવા મનમોહક શબ્દો સંભળાવીને લાલચમાં લપટાવશો નહિ પવિત્ર પ્રેમના આગળ રાજ્ય-સુખ અને ધર્મ-કર્મ તમામ તુચ્છ છે ! નિરૂપયોગી છે ! પિતાજી ! ત્રણ વર્ષ પહેલા એક દિવસ ત્હમે મ્હને યુવરાજ વિજયસિંહને અરણ્યમાં શીકાર કરવા જતાં દુરથી દેખાડયા હતા. અને આનંદપુર રાજ્યના એ ભાવી રાજનની ઓળખાણ કરાવી હતી મુરબ્બી ! શું કહું ' કહેતાં શરમ આવે છે, પણ આ પ્રસંગે મ્હારા હૃદયની વાત આપને નિવેદન કર્યા વિના છુટકો નથી. બાપુ ! જ્યારથી મ્હેં યુવરાજને જોયા છે, તેજ સમયથી ત્હેમની પવિત્ર અને રમ્યપ્રેમ-મુર્તિની મ્હારા હૃદય-મન્દિરમાં સ્થાપના કરીને આનંદ પામુ છું. અને રાત્રિ-દિવસ ત્હેમના કલ્યાણનો માર્ગ શોધતી રહુ છું. આજના આનંદોત્સવ પ્રસંગે પણ મ્હે વેશ બદલીને દીવાની-સ્વરૂપમાં યુવરાજને સભા-મંડપમાં જતા અટકાવ્યા હતા, પરંતુ મ્હારી સુચનાનો ત્હેમણે સ્વિકાર ન કર્યો. અને છેવટે આ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ. આજે સભામંડપ-માં પેલા જુલ્મી જાલિમસિંહે મ્હને ઓળખી લીધી. અને ક્રોધાવેશમાં મ્હારી હત્યા કરવા માટે તલવાર ઉગામતા સત્યમર્તિ વિજયસિંહે

સમયસૂચકતા વાપરીને મ્હારૂં રક્ષણ કર્યું હતું. હવે ત્હેમના આવા સત્કર્મનો બદલો હું કેવા પ્રકારે આપી શકું ! મ્હારૂં હૃદય વિદીર્ણ-પ્રાય થઇ જાય છે. વિજયસિંહ અને પ્રભાવતીના સ્નેહની સાંકળ તોડી નાખવા કરતાં તેજ સાંકળમાં હું એક મજબુત કડીરૂપે બનું એજ શ્રેયસ્કર છે." વિલાસે પોતાનો છેવટનો નિર્ણય જાહેર કર્યો.

"ઠીક ! ત્હારી મરજીમાં આવે તેમ કરજે. હવે યુવરાજને સંકટ-માથી મુક્ત કરવા માટે તૈયાર થા !"

સંવાદ પુરો થયો. અને બને વ્યક્તિઓ સેનાપતિ જાલીમસિંહના મહેલ તરફ ચાલવા લાગી. વિલાસે પોતાની વીણા અને ત્રિશુલ એક બીજા સેવકને આપી દીધા. અને ત્હેને જવાની રજા આપી. સ્વામી સ્નેહજ્યોતિ મુખ્ય દ્વારની દીવાલ પાસે સંતાઇને ઉભા રહ્યા. અને વિલાસ અદ્રશ્ય થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૦ મું.

### "અણધારી મદદ"

"જો સ્નેહીને જોઇ દૃખી, તમ દિલ દુઃખિત થાય ના;
દિલદારી એ સાચી નહિ, જ્યાં સાધુતા સમજાય ના.
"છે પ્રેમના સામ્રાજ્યમાં પરિપૂર્ણ ઉત્તમ ભાવના,
એ સ્નેહ-સુખ કો ભાગ્યશાળી, ઉચ્ચ રીતે પામતા."

"વિદ્યાકાન્ત"

મહારાણાના શયનગૃહમાંથી ચાલ્યા ગયા પછી વિજયસિંહને નિદ્રા આવવા લાગી હતી. પરન્તુ ત્હેના હૃદયમાં અત્યારે અજબ

ઉથલપાથલ થતી હોવાથી હેની નિદ્રા ઉડી ગઇ. કેટલાક સમય સુધી શયનગૃહમાં આમતેમ ફર્યા પછી સુવાની ઇચ્છા થઇ અને તુરત કપડાં પણ ઉતાર્યા સિવાય યુવરાજ પલંગમાં સુઇ ગયો.

ધીરેધીરે હેની આંખો ઉંઘથી ઘેરાવા લાગી. પરંતુ એજ સમયે હેના મનમાં કંઇક અવાજ સંભળાયો. વિજયસિંહ ચમક્યો અને પથારીમાંથી ઝટપટ બેઠો થઇ ગયો. પોતાના ઓશીકા પાસે રાખેલી તલવાર મ્યાનમાંથી બહાર કહાડી, અને ચોતરફ દૃષ્ટિ ફેરવી. કોઇ જોવામાં આવ્યું નહિ. તેણે શયનગૃહનું દ્વાર અંદરથી સાંકળ દઇને બંધ કરેલું હતું. તેથી આ અવાજ સંબંધી ચોક્કસ અનુમાન કરી શકો નહિ. એવામાં અચાનક બગીચા તરફ આવેલી એક બારી ખુલી થઇ, અને તેમાંથી વિદ્યુત સમાન ગતીથી એક વ્યક્તિએ બહાર આવીને યુવરાજનો હાથ પકડી લીધો.

બારીના માર્ગે શયનગૃહમાં દાખલ થનાર એક સ્વરૂપવાન યુવક હતો. હેની ઉમ્મર લગભગ તેર વર્ષથી વધારે નહોતી. આવી અનુપમ સૌન્દર્યમયી દિવ્યમૂર્તિને જોતાંજ વિજયસિંહનો ભય દૂર થયો. અને આ ચમત્કારિક ઘટના સંબંધી વિચાર કરવા લાગ્યો.

"યુવરાજ!" યુવાન વ્યક્તિએ ધીમેથી કહ્યું. "અહીં આપની હત્યા કરવાનું અત્યારે ષડયંત્ર તૈયાર થઇ ગયું છે અને આ સમાચાર મળતાં હું આપની મદદે આવી પહોંચ્યો છું. હવે જો આપને પ્રાણની રક્ષા કરવાની મમતા હોય તો અહીંથી ગુપ્ત રીતે મ્હારા સાથેજ ચાલ્યા આવો!"

વિજયસિંહ યુવકના વાક્યો સાંભળીને સ્તબ્ધ થયો, અને વધુ સમાચાર જાણવાની ઇચ્છા થતાં તે ધીમેથી પ્રશ્ન પૂછવા લાગ્યો.

"પરોપકારી સજ્જન! ત્હમે કોણ છો? અને આવા ભયાનક સમાચાર ત્હમને ક્યાંથી મળ્યા? મ્હારા પૂજ્ય કાકાશ્રીના મહેલમા મહારાજ પહેરગીરોથી હુ સુરક્ષિત છુ. મ્હારી હત્યા કરવાની કોની તાકાત છે? હુ બાળક નથી-સ્ત્રી-નથી-નામર્દ-નથી! યુદ્ધ કર્યા વગર મ્હારૂ મૃત્યુ કોણ કરી શકનાર છે?"

"યુવરાજ! આપ એક સામટા કેટલાક પ્રશ્નો મ્હને પૂછવા લાગ્યા છો. તેના હુ ક્રમશઃ પ્રત્યુત્તર આપુછુ. સાભળો! મ્હારૂ નામ "નીરંજન" છે, હું રાજકુમારી પ્રભાવતી બ્હેનની આજ્ઞા લ્હને આપના પાસે આવેલોછુ. તેમણે આ ષડ્યન્ત્રની વાત અગાઉથી સાભળી હતી. આ સ્થળે આપની હત્યા કરવાનુ કાવત્રુ કરનાર આપના કાકા શ્રીમાન જાલીમસિહજી છે. આપ બાળક નથી, સ્ત્રીજાતિ અગર એક બાયલા પુરૂષના જેવા બ્હીકણ પણ નથી, એ બાબત હુ સારી રીતે સમજુછુ. રાજકુમાર જાલીમસિહના સાથે દ્વન્દ્વયુદ્ધ કર્યા વગર હાર અગર વિજયનો નિર્ણય થઇ શકે નહિ" વિર યુવક નીરંજને યુવરાજના પ્રશ્નોનુ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું

"અહા! બીન સરદાર નીરંજન ત્હમે પોતેજ! ધન્ય છે! મ્હારા વફાદાર અને પરોપકારી મિત્ર! ત્હમારા ગુણ-ગાન મ્હે અનેક વખત સાભળ્યાં હતા, ત્હમારી સમાજ-સેવા સર્વોત્કૃષ્ટ છે પ્રશસનીય અને સદ્ધર્મયુક્ત છે. ત્હમારા વખાણ સાંભળતા મ્હારા હૃદયમાં ત્હમારી મુલાકાત લેવાની ઉત્પન્ન થયેલી આતુરતા આજે સફળ થઈ છે. અને મ્હારૂ દિલ પ્રફુલ્લિત થયુ છે."

"પ્રિય રાજન! '**સમાજને ઉપયોગી થવાની ઇચ્છાનો અવરોધ કરવો એ મહાન 'રાષ્ટ્રીય પાપ છે'** એ ઉચ્ચત્તમ

મુ નું રહસ્ય મ્હારા જીવનમા ઉંડી રીતે ઉતાર્યું છે. સમાજની સેવા કરવી એજ મ્હારી જીંદગીનો મુખ્ય હેતુ છે હવે આપ બીજી બાબતની ચર્ચા કરવી મુકી દઈને મહારાણીની સુચના અનુસાર અહીંથી ચાલ્યા જાઓ!

"બહાદુર યુવાન! ત્હમે મ્હારી પ્રિયતમાનો સંદેશો લઈને આવ્યા છો, તે બાબતનો સબળ પુરાવો શો હોઇ શકે?"

"યુવરાજ! હું પ્રથમથીજ જાણતો હતો કે–આપ આવા શંકાસ્પદ પ્રશ્ન મ્હને પુછ્યા વિના રહેશો નહિ. તેથીજ મ્હારા સાથે એક સમસ્યાસૂચક નીશાની પણ લેતો આવ્યો છું"

નીરજને પોતાની બગલથેલીમાંથી એક વીંટી બહાર કહાડી અને યુવરાજને બતાવી. પોતાની પત્નિના હાથની વીંટી જોતાંજ વિજયસિંહે તુરત ઓળખી લીધી, અને તેના દિલમા અવનવા વિચારો આવવા લાગ્યા.

"અરે! બીજા સરદાર યુવક નીરજનના સાથે પ્રભાવતીનો પરિચય! કેવી નવાઇ! શું આ સંબંધમાં કઇ દાળમા કાળુ તો નહિ હોય? પ્રભા! તું એવકા થઇને બાહ્ય–આડંબર કરે છે કે શું? ઠીક છે! સંપૂર્ણ તપાસ કર્યા સિવાય હૃદયમાં શંકાને સ્થાન આપવું અનુચિત છે."

યુવરાજના દિલમા સંશયનુ સામ્રાજ્ય વ્યાપ્ત થયાની બીના ચતુર નીરંજને તુરત જાણી લીધી, તેથી આ શંકા દુર કરવા અને તેના મનનું સમાધાન થવા માટે નીરજન યુક્તિપૂર્વક વાત ફેરવીને કહેવા લાગ્યો.

"સુજ્ઞ રાજન્! એક બીજી બાબત પણ આપને કહેવાની છે. અને તે એજ છે કે:—આ વીંટી મ્હને રાજકુમારી પ્રભાવતીએ રૂબરૂ આપેલી નથી, પરન્તુ મ્હારા આશ્રમની એક સન્યાસિની બાલિકાએ મહારાણીની મુલાકાત લઇને મેળવી છે અને આ વીંટી તે સન્યાસિની એજ મ્હને આપી છે. જાલીમસિંહના મહેલમા દાખલ થવા માટે હુ પહેરગીરને આ વીંટી બતાવીને મુખ્ય દરવાજામા દાખલ થયો, અને અંધકારમા આ બારીના માર્ગે દોરડુ નાખીને આપના પાસે આવી શક્યો છુ. હવે મ્હારા શબ્દોમા આપને વિશ્વાસ હોય તો હૃદયમાંથી સશય દુર કરીને આ દોરડાની મદદથી નીચે ઉતરી જાઓ "

હવે વિજયસિંહને પુરેપુરી ખાત્રી થઇ, અને નીરંજનને કહેવા લાગ્યો

મ્હારા હિતચિન્તક બન્ધુ! હુ ત્હારા સાથેજ આવવા તૈયાર છું. અરે! અહીં આવતા પહેલા મ્હારી પ્રાણપ્રિયાની અભ્યર્થનાની એક વખત મ્હેં ઉપેક્ષા કરી છે. હવે તેના બીજી વખતના સંદેશાનો અસ્વિકાર કરવો શ્રેયસ્કર નથી. વ્હાલા મિત્ર! હુ ત્હમારો કયા શબ્દોમાં આભાર માનુ? ધન્ય છે! ત્હમારા જેવા વફાદાર નિડર, સત્યવક્તા અને સમાજ સેવકોના પ્રતાપેજ મ્હારૂં રાજસિંહાસન સલામત રહ્યું છે. અને સદાને માટે આબાદ રહેશે. '

હવે યુવરાજ વધારે બોલ્યો નહિ તેણે પોતાની તલવાર ઉપાડી લીધી. અને જાલીમસિંહના મહેલમાંથી ચાલ્યા જવાનો સકલ્પ કરીને આગળ વધતાં તે અટકી ગયો. અને નીરંજનને કહેવા લાગ્યો—

વિપ્રપુત્ર! એક રાજવંશી ક્ષત્રિય યુવાન મૃત્યુના ભયથી આમ નામર્દની માફક નાસી જાય. એ બાત શુ શરમયુક્ત ન કહેવાય?"

"મ્હારા માલીક !" નિરજને કહ્યું. "ક્ષત્રિયનો ધર્મ હુ પણ સમજાુછુ આપ મ્હારી કર્મકથા સપૂર્ણરીતે જાણતા નથી. મ્હે પણ યુદ્ધ વિદ્યાનો બરાબર અભ્યાસ કર્યો છે. મ્હને કાયર અગર નામર્દ કહેવાનુ કોઇ પણ વ્યક્તિ સાહસ કરી શકે તેમ નથી અને આ દાસ્તાનની સમસ્યા સમજતાંજ હુ મ્હારા વિરત્વનો પ્રયોગ કરવા ક્યારનોયે તૈયાર થઇ ગયો હોત. પરન્તુ સમય પ્રતિકુળ છે, અને સમયને આધીન થવુ એ પણ પ્રત્યેક મનુષ્યનુ કર્ત્તવ્ય હોવાથી અત્યારે વખતને માન આપ્યુ છે. આપની દલીલ આ પ્રસગે તદ્દન અયોગ્ય છે નિરૂપયોગી છે."

"બરાબર છે ! ભાઈ નીરજન ! હવે આપણે અહીંથી કેવી રીતે ચાલ્યા જવુ ?" યુવરાજે પૃછ્યુ.

"રાજકુમાર ! હુ પહાડી જાતિમાં ઉછર્યોછું આપના શયનગૃહ સુધી આવવા માટે મ્હારી જગલમાં પ્રાપ્ત કરેલી એક કળાનો ઉપયોગ કર્યો છે. જુઓ ! નીચેથી આ પાટલા ઘો ફેંકીને બારીના કઠેરા સાથે વળગાડી દીધી છે. અને તેની પુછડી સાથે બાંધેલા એક છેડાનો બીજો ભાગ જમીનસુધી લટકી રહ્યો છે આ દોરડુ પકડીને આપ નીચે ઉતરી જાઓ !" નીરજને પોતાની ચાલાકીનુ યુવરાજને ભાન કરાવ્યુ.

જાલીમસિંહના મહેલમાંથી પ્રથમ યુવરાજ વિજયસિંહ અને પાછળથી ભીલ–સરદાર નીરજન નીચે ઉતરીને યુક્તિપૂર્વક ઘોને ખેચી લઇને દીવાલ કુદીને બહાર ચાલ્યા ગયા. અને રાજમાર્ગમાં છુપાતા–છુપાતા ચાલતાં આ બંને યુવાનો એક નિર્ભય સ્થળે આવી પહોંચ્યા.

હવે નીરજને યુવરાજ વિજયસિંહના પાસેથી વન–પ્રદેશ તરફ જવાની રજા માગી ત્યારે યુવરાજ કહેવા લાગ્યો –

" પ્રિયમિત્ર ! ત્હેં આજે મ્હારાપર જીવન પર્યંત વિસ્મૃત ન થાય એવા મહાન્ ઉપકાર કર્યો છે બન્ધુ ! હું ત્હમારો સદાને માટે કૃતજ્ઞ રહીશ. જો ત્હમને ભવિષ્યમા કાંઇ પણ પ્રકારની મ્હારી સ્હાયતાની આવશ્યકતા હોય, તો વગર વિલંબ મ્હારા પાસે આવશો.

યુવક હસ્યો ! અને યુવરાજને કહેવા લાગ્યો " રાજન્ ! મ્હારા આભાર માનવાની, અને પ્રત્યુપકાર કરવાની બીલકુલ જરૂર નથી મ્હેં તો માત્ર મ્હારા કર્તવ્યનું–સ્વધર્મનુ પાલન કર્યુ છે પરન્તુ આપને ભવિષ્યમા મ્હારી સેવાની જરૂર પડે તો રાજનગરના વનપ્રદેશની અંદર આવેલા દેવ–મન્દિરમા મ્હને સંદેશા મોકલી આપવાની કૃપા કરશો. ઠીક ! હવે હું જાઉં છું

વિજયસિંહનો નીરંજનને રોકાઇ રહેવાનો આગ્રહ છતા તે ચાલ્યો ગયો ઘટીકાયન્ત્રમાં બે વાગવાના ટંકારા થયા, અને યુવરાજ વિજયસિંહ પોતાના મહેલમા દાખલ થયો, પોતાના સ્વામીનાથનાં દર્શન થતાંજ પ્રભાવતી હર્ષઘેલી બની ગઇ, અને યુવરાજની કોટે વળગી પડી. વિજયસિંહ તેને સ્નેહાલીંગન આપીને પુછવા લાગ્યો —

" પ્રભા ! તુ આટલી બધી અધીરી કેમ થઇ ગઇ છે ? આજે મ્હારાપર ભયંકર વિપત્તી આવી પડવાનો સંભવ હતો. પણ ત્હારા પુણ્ય–પ્રતાપથી મ્હારૂં રક્ષણ થયું છે. બીજા સરદાર નીરંજનને ત્હેં આપેલી વીંટીની નીશાની મ્હારો બચાવ કરવામા ઘણીજ ઉપયોગી થઇ હતી. "

" હેં ! કોણ નીરંજન ? પ્રભાવતીએ અજાયબ થઇને કહ્યું ' મ્હારા વ્હાલા ! એ વીંટી તો મ્હેં એક સન્યાસિની બાલિકાને આપી

હતી એ દેવીસ્વરૂપ દિવ્ય સંન્યાસિનીએજ મ્હને આપની પરિસ્થિતિની હકીકત કરીને મ્હારા પાસેથી વીંટી લીધી હતી. ”

યુવરાજ વિજયસિંહને હવે પ્રભાવતીના શબ્દોમાં સંપૂર્ણ વિશ્વાસ આવ્યો. અને તેનાહૃદયનો સંશય દૂર થયો એવામાં પોતાના મહેલના દરવાજામાં એક ઘોડેસ્વાર દાખલ થયો, અને તુરત ઘોડાપરથી નીચે ઉતરીને યુવરાજના દીવાનખાનામાં આવીને બેસી ગયો. વિજયસિંહ પ્રભાવતીના પાસેથી ઉભો થઇને બહાર આવતાં તેના મ્હોમાંથી આશ્ચર્યજનક ઉદ્‌ગારો નીકળ્યા

‘ કોણ, ભાઈ ચંદ્રકુમાર ! તું અત્યારે અહીં ક્યાંથી ? શું કંઇ નવિન સમાચાર કહેવા આવ્યો છે ? ”

“ હા ! બન્ધુ ' આપના સાથે કંઇક ખાનગી વાતચીત કરવાની ખાસ આવશ્યકતા છે, આપ અંદરના ખંડના એકાંત સ્થળે ચાલો ! ”

ચંદ્રકુમારના સુચના મુજબ બંને બન્ધુઓ વાર્તાલાપ કરવા માટે ગુપ્ત જગ્યાએ ચાલ્યા ગયા

---

## પ્રકરણ ૧૧ મું.



### “ રાજનિષ્ટ ચંદ્રકુમારની કાર્યદક્ષતા. ”

**“ જો સેવક ભક્તિવાળો હોય, છતાં મૂર્ખ તથા બીકણ હોય તો તેવા સેવકથી રાજાને શો લાભ છે ? અને બુદ્ધિમાન તથા પરાક્રમી હોવા છતાં જો તે ભક્તિહિન-રાજદ્રોહી હોય તો તેવા સેવકથી પણ શો લાભ છે ? ”**

સરદાર ચંદ્રકુમાર યુવરાજ વિજયસિંહનો પિત્રાઇ ભાઈ થતો હતો અને સમાન વયના હતા, અને બાલ્યાવસ્થાથી અરસપરસ અત્યંત પ્રેમ રાખતા હતા. સેનાપતિ જાલીમસિંહના મહેલમાં જે ભયાનક ઘટના રચાતી હતી. તેની ખબર ચંદ્રકુમારને તુરત પડી હતી. રાજબાની સખી કુસુમ સરદાર ચંદ્રકુમારને ચ્હાતી હતી. અને તે પણ ત્હેને પ્રાણથી અધિક વ્હાલો હતો. જાલીમસિંહના સુવાના ખંડની બાજુમાંજ કુસુમ સુઈ રહેતી હતી. આજે સેનાપતિ જાલીમસિંહ તથા રાજબા વચ્ચે જે સંવાદ થતો હતો તે તમામ ખાનગી મસલત કુસુમ પોતાના જુદા ખંડમાંથી બહાર આવીને સેનાપતિના શયનગૃહનાં બંધ કરેલાં બારણાં પાસે ઉભી રહીને સાંભળી શકી હતી. યુવરાજના ખૂન કરવા સંબંધી વાત સાંભળતાં તે તુરત ગભરાઇ ગઈ. અને પોતાના ભવિષ્યના ભરથારને આ હત્યાકાંડની તાત્કાલિક ખબર આપવા માટે ધીરે ધીરે ડગલાં ભરતી મહેલના નીચે આવી પહોંચી

સરદાર ચંદ્રકુમારના મકાનના બારણાંની અંદરથી સાંકળ નહિ દીધેલી હોવાથી કુસુમે ધીમેથી બારણાં ઉઘાડીને અંદર પ્રવેશ કર્યો. એક ખૂણામાં ટેબલપર ઝાંખો દીવો બળતો હતો, તે સતેજ કરીને પલંગ પાસે આવી અને પોતાના મનના માલીકનું મસ્તક હલાવવા લાગી. કુસુમના સુકોમળ હસ્તનો સ્પર્શ થતાં ચંદ્રકુમાર ચમકીને બેઠો થયો, અને પોતાની હૃદયસ્વામિની દૃષ્ટિ સમક્ષ ઉભી રહેલી જોતાં આશ્ચર્ય પામીને બોલવા લાગ્યો.

"કોણ, કુસુમ ! "

કુસુમે પોતાની આંગળી વતી ચુપ રહેવાનો ઇસારો કર્યો. અને ચંદ્રકુમારને ધીમેથી કહેવા લાગી.—

"સરદાર ! હું મ્હારા સ્વધર્મની ખાતર લજ્જા અને ભયને તિલાંજલી આપીને આવી મધ્યરાત્રીએ ત્હમારા પાસે આવીછું. અને એક શુભ વાત કહીને ત્હમને કાર્યદક્ષના અજમાવવાના તક આપવાની ઇચ્છા રાખુ છું વ્હાલા ! રાજકુમાર જાલીમસિંહે આજે મધ્યરાત્રિ પછી મહારાણા રાજસિંહનું ખૂન કર્યું છે. તેમનો આ રાજમાનો હેતુ વિજયસિંહનુ ખૂન કરવાનો હતો. પરંતુ સેનાપતિની ભૂલથી મહારાણાનું ખૂન થઈ ગયુ આ બાબતની પાછળથી ખબર પડતાં રાજમા યુવરાજની હત્યા કરવા માટે તયાર થઇ ગયાં છે. હવે ત્હમે વગર વિલંબે યુવરાજના શયનગૃહમાં જઇને તેમને સાવધાન કરો."

આદર્શ–બાળા કુસુમકુમારી પોતાના પ્રેમપાત્રને ઉપરોક્ત સમાચાર સંભળાવીને વિદ્યુતગતિથી પોતાના ખંડમાં ચાલી ગઈ. ચંદ્રકુમારે કપડાં પહેર્યાં. અને પ્રથમ વિજયસિંહ સુઇ રહ્યો હતો તે શયનગૃહ તરફ ગયો. દરવાજા પાસે કોઇ પહેરગીર નહિ હોવાથી તેણે સહેલાઇથી અંદર પ્રવેશ કર્યો. પલંગમાં લોહીનાં ચિન્હ જોતાં સરદાર ચંદ્રકુમારનું હૃદય ધડકવા લાગ્યુ. પથારીમાં મહારાણાનું મુડદુ નહિ જોવાથી તે બીજા ખંડમાં ગયો પરન્તુ તે તદ્દન ખાલી હતો. હવે અધીરો બનીને ચંદ્રકુમાર ત્રીજા અને ચોથા ખંડમાં ફરી વળ્યો. પણ તેને કોઇ સ્થળે વિજયસિંહનો પત્તો મળ્યોજ નહિ. આવા પ્રતિકુળ સમયમાં વધારે તપાસ ન કરતાં તે ધીમે ધીમે દાદર ઉતરીને નીચે આવ્યો. અને મનમાં વિવિધ પ્રકારના વિચાર કરવા લાગ્યો.

"અરે ! યુવરાજ ક્યાં હશે ! આજના કારસ્તાનની કદાચ તેમને અગાઉથી ખબર પડી હોય, અને વિજયસિંહ અહીંથી ખાનગી રીતે પોતાના મહેલમાં ચાલ્યા ગયા હોય એમ બનવાનો સંભવ ખરો !

મ્હારે હવે તેમના પાસે જઈને આ બાબતની હકીકત મેળવવી ખાસ આવશ્યક છે. જેણે પિતૃહત્યા કરી છે તે પોતાના અધમ હેતુની ખાતર આનંદપુર રાજ્યના યુવરાજનું ખૂન કરવામાં પાછી પાની નહિજ કરે."

ચંદ્રકુમારના વિચાર અટક્યા. અને જાલીમસિંહના મહેલમાંથી બહાર આવીને પોતાના ઘોડાપર સ્વાર થયો અને કોઈને પણ ખબર ન પડે એવી રીતે યુવરાજના મહેલમાં આવી પહોંચ્યો. ત્યાં બન્ને બંધુઓ ગુપ્ત સ્થળે જઈને વાતચીત કરવા લાગ્યા.

"વ્હાલા વિજયસિંહ!" સરદાર ચંદ્રકુમારે સજળ નયને અને શોકદર્શક અવાજથી કહ્યું. "આજે મહારાણાનું ખૂન થયુ!"

"હેં! શું ખરી વાત છે? ભાઈ! ત્હારી ભૂલ છે. દાદાજીનુ ખૂન કરવામાં આવે એવો જરાપણ સભવ નથી." વિજયસિંહે શંકાગ્રસ્ત થઈને કહ્યું.

"હા! ખરી વાત છે. મ્હેં મહારાણાના શયનગૃહમાં જઈને તપાસ કરતાં તેમની પથારી લોહીથી ખરડાએલી જોતાં મ્હને બરાબર ખાત્રી થઈ ચૂકી છે."

ચંદ્રકુમારના પ્રમાણયુક્ત શબ્દો સાંભળતાં યુવરાજ રોવા લાગ્યો. અને મૂર્છિત થઈને જમીનપર પડી ગયો. ચંદ્રકુમારે તેની આંખોપર પાણી છાંટયું. અને પંખાથી પવન નાંખવા લાગ્યો. થોડા સમય પછી બરાબર ભાન આવતાં ચંદ્રકુમાર કહેવા લાગ્યો.

"ભાઈ; હવે રોવાનો વખત નથી. જરા શાન્ત થાઓ. અને રાજ્યનુ સંરક્ષણ કરવાની યોજનાનો બરાબર વિચાર કરો. મહારા-

ણાનું ખૂન–એ આપના કાકાશ્રીની લોભવૃત્તિનુ–સગર્વિષ્ઠપનું–અને મોહાંધતાનુજ પરિણામ છે." ચંદ્રકુમારે સેનાપતિ જાલીમસિહ અને રાજબા વચ્ચે થએલી વાતચીત યુવરાજને કહી સંભળાવી. આ વાતની અંદર પોતાની પ્રિય કુસુમની સમયસુચકતાની હકીકત પણ જુદાજ સ્વરૂપમાં કહી હતી હવે વિજયસિહને બરાબર ખાત્રી થતા દીલગીરી સાથે કહેવા લાગ્યો

"મ્હારા શુભેચ્છક બન્ધુ! મ્હારે હવે શું કરવુ?"

"રાજન્! હવે ફક્ત ત્હમારૂંજ રક્ષણ કરવુ કારણ કે–જેણે પિતાજીની હત્યા કરી છે તે આપની હસ્તી પણ આ દુનિયામથી સદાને માટે નાબુદ કરવા માટે જરૂર પ્રવૃત્ત થશ માટે ત્હમે અહીંથી અન્ય સ્થળે ચાલ્યા જાઓ."

"શું મ્હારે નાશી જવુ? નહિજ બને! હુ પણ એક રાજપૂત છું મ્હારા બાહુબળમાં મ્હને અત્યત વિશ્વાસ છે. મૃત્યુનો જરાપણ મ્હને ભય નથી. સરદાર! અહીંથી નાસી જવા કરતાં ધર્મ–યુદ્ધ કરીને યમરાજને આધિન થવુ એજ રાજપૂતના માટે શોભાસ્પદ કહી શકાય!"

"મ્હારા ભોળા હ્રદયના બન્ધુ!" ચદ્રકુમારે કહ્યું. "રાજ્યનુ તમામ સૈન્ય સેનાપતિ જાલીમસિહના કબજામા છે. તેથી ત્હમારૂં રક્ષણ કરી શકાય તેમ નથી. હાલમા તો ત્હમારે કોઇ ગુપ્ત સ્થળે જઇને નિવાસ કરવો આવશ્યક છે. પાછળથી ભાયાતો, પ્રજાજનો, અને રાજ-કર્મચારીઓના મનોભાવ કેવા છે? તે બાબતની પરીક્ષા કર્યા પછી યોગ્ય હીલચાલ કરી શકાશે."

"ભાઇ! હુ કયા જાઉ? હા, ભીલ–સરદાર નીરજનના પાસે જઇને રહેવાથી મ્હારૂ બરાબર સરક્ષણ થશે. ત્હમે અહીં દરરોજ બનતા બનાવોની મ્હને ખાનગી રીતે ખબર આપતા રહેશો.

"બહુ સારૂં, આપની આજ્ઞાનુસાર હું જરૂર સન્દેશા મોકલતો રહીશ. પણ આજથી ત્હમે આનન્દપુર રાજ્યના મહારાણા થઇ ચૂક્યા છો. ત્હમારી ગેરહાજરીમા રાજ્યશાસન કોણ ચલાવે ? આજે રાજ્યાભિષેક થાય તેવી પરિસ્થિતિ પણ નથી. આવાં કારણો ધ્યાનમાં લઇને ત્હમારી સહી સાથે અધીકારી વર્ગ અને પ્રજાજનો જોગ એક ઢંઢેરો બહાર પાડવા માટે મ્હને લખી આપો, અને તેમા સેનાપતિ જાલીમસિંહના ભયંકર કાવત્રાની હકીકત પ્રસિદ્ધ ન કરતા ફક્ત લાયક અધીકારી વર્ગની ચુંટણી કરો. રાજભક્તિનો બાહ્ય-આડંબર બતાવનારા અને દરેક માહને માત્ર માસિક પગાર તરફજ દૃષ્ટિ રાખનારા સ્વાર્થ સાધક અમલદારોને દુર કરો કારણ કે-" **લુચ્ચાઓને નીભાવવા એ ભલાઓને શિક્ષા કર્યા બરાબર છે.** " ચંદ્રકુમારે એક અનુકરણીય રાજનીતિનુ મુખ્ય તત્વ નિવેદન કર્યુ.

યુવરાજ વિજયસિંહ સરદારના આવા અત્યુત્તમ મુત્સદ્દીપણાથી ઘણોજ ખુશી થયો. અને તુરત એક ઢંઢેરો ( આજ્ઞાપત્ર ) લખીને તેમા પોતાની સહી કરી. અને તે આજ્ઞાપત્ર ચંદ્રકુમારના હાથમાં આપીને કહેવા લાગ્યોઃ—

" મ્હારા વફાદાર મિત્ર ! આજથી મ્હેં મુખ્ય પ્રધાન અને મહારાણી પ્રભાવતીના અંગરક્ષક તરીકે ત્હારી નીમણુક કરી છે. અને કાળુભાને સેનાપતિનો હોદ્દો આપવાનું આજ્ઞાપત્રિકામાં જાહેર કર્યુ છે. મ્હારી ગેરહાજરીમાં ત્હમે મ્હારી પ્રિય રૈયતનું મન રંજન કરીને યોગ્ય રીતે રાજ્ય વ્યવસ્થા રાખશો. ત્હમારો ધર્મ ભૂલશો નહિ. યાદ રાખજો કે- "**અમલદારી એ માનવ-સેવા કરવાની સુંદર અને અમૂલ્ય તક છે.** " ત્હમારી અમલદારી દીપાવીને પ્રાપ્ત થતી સત્તાનો સદ્ઉપયોગ

કરવાનું ભૂલશો નહિ. અધીકારના મદમાં ત્હમારી ફરજ અદા નહિ કરો તો, આખરે તેનુ પરિણામ માઠું આવશે. બસ ! હવે ત્હમારા જેવા સમજુ અને એક આદર્શ મુત્સદ્દીને વધારે શું કહું ?"

"રાજન્ ! આપની આજ્ઞાનો હું સહર્ષ સ્વિકાર કરૂંછું. આપની પ્રાણાધિક પ્રજાની સેવા કરીને રાજ તથા રૈયત વચ્ચે ઐક્યતાનાં, સ્નેહનાં, અને ભક્તિભાવનાં તત્વો ઓતપ્રોત કરીને મ્હારી ફરજ અદા કરીશ. ત્હમે મ્હારા પ્રત્યે રાખેલા વિશ્વાસ માટે હું આભાર માનુંછું. અને એવીજ રીતે આ રંક સેવકને-બન્ધુને જીવનપર્યન્ત નીભાવશો, એવી આશા અને શ્રદ્ધા રાખુછું."

"ઠીક, હવે ત્હમે જાઓ, દગાખોર વ્યક્તિઓથી બરાબર સાવધાન રહેશો અને રાજનગરના અરણ્યની અંદર આવેલા દેવસ્થાનમાં મ્હને અહીં બનતા બનાવોની ગુપ્ત રીતે ખબર આપતા રહેશો. હું ધારૂછુ કે-મ્હારા શુભેચ્છક પ્રજાજનો ભાયાતો, અને અધીકારીઓ મ્હારો વિયોગ સહન નહિજ કરે !!!"

"યુવરાજ ! આવતી કાલથી મામલો પલટાશે, અને એ ભવિષ્યના બનતા બનાવોપર મ્હારી યોજનાનો અંતિમ આધાર રહેશે. હવે ત્હમે વગર વિલમ્બે અહીથી ચાલ્યા જાઓ, મ્હેં પાછળના ભાગમાં ત્હમારા માટે મ્હારો ઘોડો તૈયાર રાખ્યો છે."

"પ્રિય ચંદ્રકુમાર ! શું કરૂં ? મ્હારી મનમોહક અને પવિત્ર પ્રેમમૂર્તિ પ્રભાવતીનો ત્યાગ કરીને જવુ, એ મ્હારૂં દિલ કબુલ કરતું નથી. પણ લાચાર ! લલાટે જે લેખ વિધાતાએ લખ્યા છે, તેજ પ્રમાણે બને છે." વિજયસિંહે એક ઉંડો નીસાસો નાંખીને કહ્યું, ચતુર ચંદ્ર-

કુમાર યુવરાજની મનોવેદના તુરત સમજી ગયો. અને ત્હેને આશ્વાસન આપીને કહેવા લાગ્યો,

"મ્હારા માલીક! ત્હમે મહારાણીની જરાપણ ફીકર કરશો નહિ. હું મ્હારા પ્રાણની માફક ત્હેમનું સંરક્ષણ કરીશ. મહારાણીના અખંડ સૌભાગ્ય માટે ત્હમારા જીવનની રક્ષા કરવી આવશ્યક છે. હવે ત્હમે તુરત કપડાં બદલીને તૈયાર થાઓ."

"બન્ધુ! ત્હમારા શબ્દોમાં મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. હવે હું મ્હારી પ્રિયતમાની મુલાકાત લઇને ચાલ્યો જઇશ અને ત્હમે પણ ગુપ્ત રીતે અહીંથી જતા રહો."

રાજભક્ત અને બહાદુર સરદાર ચંદ્રકુમાર ચાલ્યો ગયો. ત્હેના હૃદયમાં રાજા અને પ્રજા ઉભયનું કલ્યાણ કરવાનો જુસ્સો સંપૂર્ણ રીતે ઉછળી રહ્યો હતો. ધન્ય છે! ચંદ્રકુમાર! ત્હારા જેવા રાજ–સેવકોના પ્રતાપેજ અત્યારે ભારતવર્ષના ભૂપતિઓનાં રાજસિંહાસનો સલામત રહ્યા છે. સેવક હોજો તો ત્હારા જેવાજ હોજો!!!

પ્રભાવતી દરવાજા પાસે આવીને ગુપ્ત રીતે ઉભી રહી હતી. અને વિજયસિંહ તથા ચંદ્રકુમાર વચ્ચે જે વાતચીત થઇ તે શરૂઆતથી અંત સુધી ત્હેણે સાંભળી હતી. મહારાણાનું ખૂન થવાના સમાચાર સાંભળતાં ત્હેની આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યો જતો હતો. પોતાના સ્વામીનાથ પણ મહાન સંકટમાં સપડાઇ ગયા છે, અને હવે આત્મરક્ષણાર્થે અહીંથી ચાલ્યા જવાના છે. એ બાબતની ખબર પડતાં ત્હેનું હૃદય શોકથી ચીરાઇ ગયું. સરદાર ચંદ્રકુમારના ગાલ્યા ગયા પછી તે ધીમે ધીમે

ડગલાં ભરતી યુવરાજના પાસે આવીને ગદ્‌ગદ્‌ અવાજથી અને સજળ નયને કહેવા લાગી:—

" મ્હારા નાથ ! શું પિતાજી આ સંસારમાંથી સદાને માટે ગયા ? હાય ! છેવટે રાજ્યાનું રમકડું બનેલા રાજકુમારે આવું નિર્દય કૃત્ય કર્યું ? પ્રિયતમ ! હવે ત્હમારૂં આત્મરક્ષણ કરવા માટે ત્હમે કોઈ અનુકુળ સ્થળે ચાલ્યા જાઓ. "

પ્રભાવતીના શબ્દો સાંભળીને વિજયસિંહ આશ્ચર્ય પામ્યો. ત્હેણે આવા પોતાના હૃદયને અનુકુળ શબ્દો સાંભળવાની આશા રાખી નહોતી. તેથી અજાયબ થઈને પ્રભાવતીને કહેવા લાગ્યો:—

" મ્હારી દેવી ! શું ત્હે ચંદ્રકુમાર સાથે થએલી વાત સાંભળી છે ? આજે મ્હારૂં ખૂન કરવા જતાં ભૂલથી કાકાશ્રી જાલીમસિંહે પિતાજીનુ ખૂન કર્યુ છે. અને તે બાબતની પાછળથી ખબર પડતાં હવે મ્હારો દેહાંત કરવાનો વિચાર રાખે છે. "

" મ્હારા હૃદયાધાર ! " પ્રભાવતી કહેવા લાગી. " હા ! મ્હે બારણાં પાસે છુપાઈને ત્હમારી તમામ વાત સાંભળી છે. હવે ભાઈ ચંદ્રકુમારની સલાહ મુજબ ત્હમે ભીલ-સરદાર નીરજનના શરણમાં રહીને રાજ્ય-વ્યવસ્થાનું રચનાત્મક કાર્ય કરો. આવા સમયમાં હું ગભરાતી નથી મ્હારા હૃદયાધાર ! અત્યારે હું કલ્પાન્ત કરૂં તો ત્હમારી મનોદશા કેવી દયાજનક થાય ? હવે સુખેથી સીધાવો. મ્હારી જરાપણ ફિકર કરશો નહિ. "

" મ્હારી પ્રભા ! ભાઈ ચંદ્રકુમારને ત્હારૂં રક્ષણ કરવાની મ્હે ભલામણ કરી છે. આખા આનંદપુર રાજ્યમાં અત્યારે ચંદ્રકુમાર અને

નીરંજન સિવાય મ્હારે કોઇ બન્ધુ, મિત્ર, અને સાચો સેવક નથી. ત્હારી કુશળતાના સમાચાર મ્હને જણાવતી રહેજે. હવે હું જાઉં છું!"

વિજયસિંહ પ્રિયાની રજા લઇને ચાલવા લાગ્યા. પતિને વિદાયગીરી આપતી પ્રેમદાનું હૃદય પીગળી ગયું. અત્યાર સુધી રાખેલી ધીરજ જતી રહી. અને એક દીવાની સ્ત્રી સમાન યુવરાજના પાછળ દોડીને ત્હેનો હાથ પકડીને વિષાદયુક્ત અવાજથી કહેવા લાગી.

"પ્રિયતમ! આ જન્મમાં મહારાણી–પદ ભોગવવાનું મ્હારા નસીબમા લખાયુ નથી. જે મહારાણી થવાની છે, તેજ ભાગ્યશાળી બાળા આજે મ્હારા પાસે સન્યાસિનીના સ્વરૂપમા આવીને ત્હમારા રક્ષણાર્થે મ્હારી વીંટી લઇ ગઇ છે. ભલે, તે અરણ્ય-બાળિકા આપની અર્ધાગના થાય! મ્હને તે બાબતનો જરાપણ વાંધો નથ પરન્તુ હાલમા હું સગર્ભા છુ. અને કદાચ મ્હને પુત્ર–રત્નની પ્રાપ્તી થાય તો—"

પ્રભાવતી આગળ બોલતાં અટકી, યુવરાજ વિજયસિંહે આલીંગન આપીને ત્હેના હૃદયોદ્‌ગાર વ્યક્ત કરવાનો આગ્રહ કર્યો

"મ્હારા વ્હાલા! જે બાળકની હું માતા થાઉં, તેજ બાળક ભવિષ્યમાં આનંદપુરની રાજગાદીનો માલીક થાય. એજ મ્હારી મનોવાંચ્છના છે."

"પ્રિયા! હું મ્હારા ઈષ્ટદેવના સોગન ખાઇને પ્રતિજ્ઞાપૂર્વક કહુ છું કે–તું જે પુત્ર અગર પુત્રીનો જન્મ આપીશ, તેજ સંતાનને મ્હારા રાજ્યનો હક્કદાર બનાવીશ. બસ. હવે કઇ મહત્વાકાંક્ષા છે?"

"ના, મ્હારા હૃદયવલ્લભ! ત્હમે સુખેથી સીધાવો. મ્હારી ધારણા સફળ થઇ. હવે બીજી કંઇ જીજ્ઞાસા બાકી રહી નથી. પ્રભુ, ત્હમારૂં રક્ષણ કરો!"

પ્રિયતમાની રજા લઇને યુવરાજ વિજયસિંહ તુરત પોતાના મહેલમાંથી નીચે ઉતરી ગયો. અને પાછળના એકાંત સ્થળે સરદાર ચક્રકુમારે તૈયાર રાખેલા ઘોડાપર સ્વાર થઇને રાજનગરના વનપ્રદેશ તરફ જવા લાગ્યો. આ સમયે પ્રભાવતીની સ્થિતિ દયાજનક થઇ હતી. પ્રેમીલી પ્રેમદાને પોતાના પતિનો વિયોગ અસહ્ય લાગ્યો હતો:—

---

## પ્રકરણ ૧૨ મું.

### "રાજમાની યુક્તિઓ."

**दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ।**
**विस्मयो न हि कर्त्तव्यो बहुरत्ना वसुंधरा ॥**

**ભાવાર્થ**:—દાનમાં, તપમાં, પરાક્રમમાં, વિજ્ઞાનમાં, નમ્રતામાં, અને નીતિમાં કોઇ પણ મનુષ્યની કુશળતા જોઇને વિસ્મય થવું યોગ્ય નથી. કારણ કે વસુધરા (પૃથ્વી) બહુ રત્નોવાળી છે.

"ચાણક્ય નીતિસાર."

× × × ×

યુવરાજ વિજયસિંહના શયનગૃહના દ્વારપર જે પહેરગીરો નિયુક્ત કર્યા હતા, તે તમામ મધ્યરાત્રિ પછી અચાનક ગભરાઇ ગયા. કાળરાત્રિના અંધકારમાં એક ભયાનક આકૃતિ તેમના જોવામાં આવતાં

ભૂતનો સંશય લાવીને બધા પહેરગીરો નાસી ગયા. અને મહેલની નીચે આવીને એક ઓરડીમાં છુપાઇ રહ્યા હતા. આ આકૃતિ બીજી કોઈ નહિ, પણ ભયંકરરૂપ ધારણ કરીને યુવરાજનું ખૂન કરવા માટે ઉન્મત્ત બનેલી પિશાચીના રાજબા હતી. જાલીમસિંહે ભૂલથી મહારાણાનું ખૂન કર્યું. અને તપાસ કરતાં રાજબાને પોતાના પતિની આવી અસાધારણ ભૂલ માલુમ પડી. હવે રાજબા વિફરી. અને પોતાના હાથેજ યુવરાજનું ખૂન કરવાનો નિર્ણય કરીને અટારીમા ફરવા લાગી. ચોતરફ દૃષ્ટિ ફેરવતા એક પણ પહેરગીર જોવામાં નહિ આવવાથી તે વિજયસિંહ સુઈ ગયો હતો તેજ ખંડનાં બારણા પાસે આવીને ઉભી રહી અને દ્વાર ઉઘાડવા માટે ધક્કો મારતા તે અંદરથી બંધ કરેલાં હોવાથી રાજબા-નિરાશ થઇ જ્યારે યુવરાજ વિજયસિંહ સુઇ રહ્યો હતો, ત્યારે ત્હેણે બારણાં બંધ કરીને અંદરથી સાંકળ દીધી હતી. અને તે નીરંજનના સાથે બારીમાથી દોરડાની મદદથી નીચે ઉતરી ગએલો હોવાથી ત્હેના શયનગૃહનાં દ્વાર અંદરથી બંધ રહી ગયાં હતાં.

હવે શીકાર બરાબર સપડાયો છે, એવી ખાત્રી થતાં રાજબાએ યુક્તિપૂર્વક ધીમેથી બારણા ઉઘાડી નાખ્યાં અને શયનગૃહમાં જઇને પલંગમા જોવા લાગી. જે હેતુથી તે આવી હતી તે હેતુ આખરે નિષ્ફળ નીવડ્યો. સપડાઇ ગએલો સિંહ છુટો થઇને ચાલ્યો ગયો હતો અને પાંજરૂ ખાલી પડયુ હતુ. રાજબાની આંખે અંધકાર છવાઇ ગયો. હાથમાં લીધેલો કોળીયો પડાવી લેતાં ક્ષુધાતુર મનુષ્યની જેવી દશા થાય, એવીજ સ્થિતિ રાજબાની પણ થઇ ગઈ ત્હેના મનમાં અનેક પ્રકારના સંશયાત્મક વિચારો આવવા લાગ્યા

"હાય ! મ્હારી ધારણા ધુળમાં મળી. કદાચ વિજયને મ્હારા હેતુની અગાઉથી ખબર પડી હોય, અને આ બારીમાથી કંઇક સાધન

મેળવીને નાસી ગયો હોય એમ સાબીત થાય છે. અરે, નામર્દ ! આવી રીતે નાસી જવુ એ તો ત્હારા જેવા કાયરનેજ શોભાસ્પદ કહેવાય ! અરે, અહીંથી મુક્ત થઇને વિજય જરૂર આનંદપુરનો ત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યો ગયો હશે ! હરકત નહિ. જે થયુ તે ઠીકજ થયું છે. બસ ! હવે આ બીછાનામાં મહારાણાના લોહીની નીશાની કરીને આ કટારી પણ અહીંજ રાખી મુકું તો મ્હારો ઉદ્દેશ સફળ થશે. વિજયસિંહે મહારાણાનુ ખૂન કર્યુ, અને તે નાસી ગયો છે. આવી અફવા ફેલાવીને રાજ્યના તમામ પ્રજાજનોને સદેહગ્રસ્ત બનાવીશ. અને તેના પરિણામે મ્હારો હેતુ ફળિભૂત થશે. બસ ! પછી હુંજ મહારાણીપદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશ ! ”

રાજબાના વિચારો અટક્યા. તે ઝટપટ બહાર નીકળીને મહારાણાના મૃત દેહ પાસે જઇને ઉભી રહી. આનંદપુરના પ્રજાપ્રિય રાજવી રાજસિંહની પથારી રક્તથી ભીંજાઇ ગઇ હતી. ત્હેમનાં બને નેત્રો ખુલ્લાં હતાં, અને મુખાકૃતિ નિસ્તેજ થઈ હતી. આ દશ્ય જોતા પાષાણ જેવું હૃદય પણ ઘડીભર દ્રવીભૂત થઇ જતુ હતું.

ધીરે ધીરે ડગલાં ભરતી રાજબાએ મહારાણાના પલગ પાસે જઇને પથારીમાથી પોતાના બને હાથમાં લોહી લઇ લીધુ. અને ત્યાંથી રક્તના છાંટા પાડતી યુવરાજના શયનગૃહમાં આવીને ત્યાં રાખેલા પલગમાંના બીછાનાપર તે રક્ત છાંટવા લાગી. અને પેલી વિષમય કટારી પણ વિજયસિહના પલગમાજ મુકીને રાજબા પોતાના નિવાસ સ્થાનમાં આવી પહોંચી.

પાપ કર્મનો પસ્તાવો કરતો, અને તે સાથેજ રાજ્યસુખ ભોગવવાની કલ્પનાઓમા તલ્લીન બનેલો રાજકુમાર જાલીમસિહ પોતાના લોહીથી ખરડાએલા બને હાથ ધોઇ રહ્યો હતો વારવાર હાથ ધોવા

છતા ત્હેની દૃષ્ટિએ પોતાના હાથ રક્તથી રંગાએલા લાગતા હતા. જાલીમસિંહે ઉંચુ જોયું તો ત્હેના પાછળ રાજબા હાસ્યયુક્ત વદનથી ઉભી રહી હતી.

"કેમ છો ? રાજન્ ! આ શુ કરો છો ?"

"અરે ! મ્હારા હાથમાંથી હજુ લોહીનો રંગ જતો નથી. હવે હું શુ કરૂં ? રાજબા ! મ્હારા બને હાથ લોહીથી ખરડાએલા દેખાય છે. શુ ત્હેં વિજયસિંહનુ પણ ખૂન કર્યું ? અરેરે ! આ દૃશ્ય મ્હારાથી સહન નથી થતું !"

"જો સહન ન થતુ હોય તો આંખો બંધ કરીને સુઈ રહો. જે રાજપુત લોહીના એક છાંટાથી પણ ગભરાઇ જાય છે. તે રણક્ષેત્રમાં કેવુ અને કેટલુ વિરત્વ બતાવી શકે ? એજ મુખ્ય પ્રશ્ન છે."

"અફસોસ ! રાજબા ! તું મ્હને શા માટે સતાવ છે. હું દીવાનો બની જઇશ. જો ! મ્હારા હાથમાંથી હજુ લોહીના ડાઘ જતા નથી."

"હરકત નહિ. રાજબાએ કટાક્ષમાં કહ્યું 'ગાંડા અગર ડાહ્યા, મર્દ અગર નામર્દ, ઉદાર અગર કંજુસ અને પુરૂષ અગર સ્ત્રી પણ રાજગાદી ભોગવી શકે છે. હું તો હવે ત્હમારા શબ્દોથી કંટાળી ગઇ છુ. લાવો. ત્હમારા હાથ હું ધોઇ નાખું પછી ત્હમને ડર લાગશે નહિ.'

'હા ! જરા તસ્દી લઇને મ્હારા બને હાથ પાણીથી બરાબર સાફ કર ! જો. આ બધુ લોહી ચોંટી રહ્યુ છે"

રાજબાએ પાણી લઇને જાલીમસિંહના હાથ ધોયા ત્હેના હાથમાં જરા પણ ડાઘ જેવો નહોતો છતાં પાપીની દૃષ્ટિમા રક્તમય વાતા-

વરણુ આમ થઇ ગયુ હતું. પોતાના પતિના અને હાથ ધોઇને હાસ્ય-વદનથી રાજબા કહેવા લાગી

"હવે તો નિશ્ચિત થયા ને?"

"ના! હજુ મ્હારા હાથ લાલ રંગથી રંગાએલા દેખાય છે. જા, દીવા અહીં લાવ અને બરાબર ખાત્રી કર! રાજબા! પિતાજીનું ખૂન થયા પછી મ્હારી જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે, ત્યાં બધે રક્તમય દેખાવ જોઉં છું. અરે! આ દૃશ્ય મ્હારાથી સહન નથી થતું. પેલી દીવાની મ્હારૂં ખૂન કરવા આવે છે. જો! આ રહી—"

એક પાગલ વ્યક્તિની માફક જાલીમસિંહ ચેષ્ટા કરવા લાગ્યો. ત્હેના આવા શબ્દોથી રાજબા ગુસ્સે થઇ અને કહેવા લાગી.

"ત્હમારાં વાક્યો સાંભળીને મ્હારા હૃદયમાં ક્રોધ જાગ્રત થાય છે. હવે ત્હમને શી રીતે સમજાવું? જાઓ! સુઇ રહો. નિદ્રાધિન થયા પછી ત્હમારા જીગરને શાન્તિ મળશે."

રાજકુમાર જાલીમસિંહને સુવાની સુચના કરીને રાજબા તુરત મહારાણાના મૃતદેહ પાસે ગઇ, અને ત્હેમનું અચેતન શરીર પલંગના નીચે સનાડીને પાછી પોતાના શયનગૃહમાં આવી. પહેરેલાં વસ્ત્ર બદલી નાંખ્યાં, અને તે લોહીથી ખરડાએલાં કપડાંને રાજબાએ અગ્નિમાં સળગાવી દીધા. અચાનક આગનો ભડકો થએલો જોઇને જાલીમસિંહ ચમક્યો અને એક કારમી ચીસ પાડીને પથારીમાંથી ઉભો થઇ નાસવા લાગ્યો. પોતાના પતિની આવી બીકણ પ્રકૃતિ જોઇને રાજબાએ ત્હેને પકડી લીધો અને ધમકાવીને કહેવા લાગી.

"એક સાધારણ બાબતથી પણ આટલા બધા ડરી જાઓ છો, તો રાજ્ય–વ્યવસ્થા કેવી રીતે કરી શકશો? ત્હમને અત્યારના સમયનું ભાન છે કે નહિ?"

જાલીમસિંહ એક શબ્દ પણ બોલી શક્યો નહિ. રાજબાએ ત્હેને પલંગમાં બેસાડયો. અને ધીમેથી માર્મિકતા યુક્ત વાક્યોથી કહેવા લાગી:-

" મ્હારા વ્હાલા ! ત્હમારી આવી મનોદશા જોઇને મ્હારા હૃદયને નિ:સીમ વેદના થાય છે. ત્હમે બુદ્ધિ, ચેતન, અને વિરત્વ ગુમાવી દીધાં છે. આનંદપુર રાજ્યના સેનાપતિની-નહિ, મહારાણાની મહત્તા ક્યાં ગઈ? જો ત્હમારામા કાર્ય દક્ષતા ન હોય તો મ્હારી સલાહ મુજબ ત્હમારે દરેક કાર્ય કરવું પડશે મ્હારી સુચનાઓનો ત્હમે અસ્વિકાર કર્યો હોત તો આજથી રાજકુમાર મટીને મહારાણા થવું મુશ્કેલ હતું. હવે આપણે શુ કરવું, તે બાબતનો મ્હે નિર્ણય કર્યો છે પિતાજી હવે આ દુનિયામાં નથી. વિજયસિંહ ત્હેના શયનગૃહમાંથી ગુપ્ત રીતે નાસી ગયો છે. અને હુ ધારૂછું કે તે આ શહેરનો ત્યાગ કરીને દુર ચાલ્યો ગયો હશે' હવે ત્હમે નિશ્ચિત રહો, મ્હેં પેલી કટારીને વિજયના બીછાનામા મુકીને ત્હેના શયનગૃહમાં લોહીના છાંટાની નીશાનીઓ પણ કરી છે સ્હવારે અફ્વા ઉડાવીશ કે-મહારાણાનુ ખૂન કરીને વિજયસિંહ મ્હારા મહેલમાંથી રાત્રેજ નાસી ગયો છે મ્હારી વાત સાંભળીને તમામ લોકોને આ અફ્વામાં વિશ્વાસ આવશે. બસ ! પછી આપણા પાસા પોબાર !!! "

" રાજબા ! તુ કહે છે કે-કટારી વિજયસિંહના બીછાનામા મુકી છે, પરન્તુ જો ! તે કટારને તો મ્હેં હાથમાં પકડી રાખી છે. "

" ક્યા છે ? "

" આ રહી. જાલીમસિંહ પોતાનો હાથ ઉંચો કરીને એક દીવાના મનુષ્યની માફક ચેષ્ટા કરતા કહ્યું. ' મ્હારી વ્હાલી રાજબા ! શું ત્હને આંખે દેખાતુ નથી ' આ લોહીથી રંગાએલા હાથ. આ

કટાર. અને પિતાજીની વિકાળમૂર્તિ મ્હારી દૃષ્ટિ સમક્ષ દેખાય છે. અરે ! મ્હેં આ શુ કર્યુ ? ખૂન ! અને તે પણ મ્હારા પવિત્ર પિતાજીનુ ? ખૂન, ખૂન, ખલાસ—"

"ચુપ રહો !" રાજબા ગુસ્સે થઇને બોલી. "તમે જીતેલી બાજી બગાડી દેશો. તમારા આવા શબ્દોથી કદાચ આપણો ગુપ્તભેદ બધો પ્રસિદ્ધ થઇ જવાનો સભવ છે. અને એવો પ્રસંગ આવે તો—તમે શુ કરશો ? આનન્દપુર રાજ્યની રૈયત તમે કરેલા ખૂનનો બદલો લીધા વગર રહે નહિ. અને તમારો શિરચ્છેદ કરીને વિજયનો રાજ્યાભિષેક કરવાની વ્યવસ્થા કરવામા આવે. મ્હારા નાથ ! આપણા હૃદયની ધારણા ધુળમાં ન મળે, અને એક ખૂની તરીકે ઓળખાણ દુનિયામાં ન થાય, એજ બાબત વિચારવા જેવી છે."

રાજકુમાર જાલીમસિહ થોડીવાર મૌન રહીને બોલ્યો.

"રાજબા ! મ્હારૂ દિલ અસ્વસ્થ થઇ ગયુ છે. અને અનેક પ્રકારના વિચાર–તરગો હૃદય–સાગરમા ઉછળી રહ્યા છે. અરે ! પેલી અરણ્યબાળા ક્યાં છે ? હા-આ રહી ! તે મ્હારા જીવનનો નાશ કરવા માટે આવીને ઉભી રહેલી છે."

"અહીં તો કોઇ નથી. એ દીવાની તો ક્યારનીયે યમરાજને આધીન થઇ ગઇ હશે ! મ્હે ત્હેની હસ્તી નાબુદ કરવા માટે નાયક નરેન્દ્રપ્રસાદને હુકમ કર્યો છે. અને તે આજ્ઞાનુસાર દીવાનીની જીદગી ખતમ થઇ હશે ! તમે હવે ડરશો નહિ."

જાલીમસિહની મુખાકૃતિપર હર્ષની છાયા છવાઇ ગઇ. અરણ્યબાળાનો ભય દૂર થવાના સમાચાર સાંભળીને તે હાસ્યયુક્ત વદનથી બોલવા લાગ્યો.

*

બસ ! હવે મ્હારો જીવ નિશ્ચિંત થયો. આજથી હું આનંદપુરની રાજગાદીનો માલીક થયો છું. એ પણ મ્હારા કિસ્મતની બલિહારીજ છે."

"હૃદયાધાર ! એ તો હું પ્રથમથીજ જાણતી હતી કે-આ રાજ્યના હક્કદાર થવાને તમેજ પાત્ર છો અને તે પ્રમાણે બધી ઘટના બની ગઈ છે.'

પ્રાતકાળ થવા આવ્યો હતો. હવે જાલીમસિંહ અને રાજબા સુઇ રહ્યાં. ભવિષ્યમાં રાજપદિના અંગે પ્રજા તરફથી પ્રાપ્ત થતી સત્તાનો કેવો ઉપયોગ કરવો, એજ બાબતના વિચારો કરતાં બન્ને કુપાત્રો નિંદ્રાધિન થઇ ગયાં. કોણ કહે છે કે-"**આ સંસારમાં રાક્ષસોની હસ્તી નથી ? એક મનુષ્ય પોતાના સત્કર્મથી દેવ-સ્વરૂપ બને છે, જ્યારે બીજો મનુષ્ય દુનિયાની અગમ્ય માયાની લાલચોમાં લપટાઇને પોતાનાં કુકર્મોથી રાક્ષસસ્વરૂપ બને છે.**" પરમાત્માએ ક્રુર અને અક્રુર વ્યક્તિઓ માટે કંઇ અલગ સૃષ્ટિ બનાવી નથી.



## પ્રકરણ ૧૩ મું.



### "રાજસભા."

"ત્હમારા રાજ્યદ્વારોના, ખૂની ભપકા નથી ગમતા.
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખઝાના જ્યાં!
"ત્હમારી એવકાઇના, હરામી ને હલાલીના—
ચોરી પડદા હમે ન્યારા! હમારા રાહ ન્યારા છે!

"કલાપિ."

× × × ×

પ્રાતઃકાળ થયો જે નગરમાં રાત્રે આનંદોત્સવ હતો, તેજ નગરમાં સ્હવારે શોકનું સામ્રાજ્ય વ્યાપી ગયું. વિધિની કેવી લીલા? નગરવાસીઓ અને રાજકર્મચારીઓની મુખાકૃતિમાં આનંદ નથી—હાસ્ય નથી. ત્હેમની ઉજ્વળતા નિસ્તેજ થઈ ગઇ છે. આજે આનંદપુરમાં વિષાદની છાયા દૃષ્ટિગોચર થતી હતી. દુકાનદારોની દુકાનો બંધ થઇ ગઈ છે. તમામ લોકોએ શોક દર્શક કપડાં પહેરી લીધા છે. અને આખા શહેરમાં હડતાલ પડી ચુકી છે. અસંખ્ય પુરૂષો, સ્ત્રીઓ, અને બાળકો રડતા હતાં અને સ્વર્ગસ્થ મહારાણા રાજસિંહના ગુણગાન કરીને ત્હેમના પવિત્ર અમર આત્માની શાન્તિ માટે પ્રભુ પ્રાર્થના કરતા હતા

પ્રજાપ્રિય રાજાનું ખૂન થવાના સમાચાર પ્રભાતમાં ચોતરફ વિદ્યુત્ વેગે ફેલાઇ ગયા યુવરાજ વિજયસિંહ પણ નગરનો ત્યાગ કરીને

ગરિજ નાસી ગયા છે. એવા સમાચાર સાંભળીને લોકો વિસ્મીત્ થયા. અને મહારાણાની હત્યા સંબંધી વિવિધ પ્રકારની ચર્ચા-વિતંડાવાદ કરવા લાગ્યા. રાજકુમાર જાલીમસિંહના વિરત્વથી અને યુવરાજ વિજયસિંહના શુદ્ધ ચારિત્ર્યથી પ્રજાજનો વાકેફ હતા તેથી આ કામ કોણે કર્યું, તેહેનો ચોક્કસ નિર્ણય કરી શક્યા નહિ. યુવરાજ શામાટે નાસી ગયા ? એ પ્રશ્નની સમાલોચના થવા લાગી. અને લોકો પોતાની બુદ્ધિ અનુસાર ભિન્ન ભિન્ન અભિપ્રાયો દર્શાવતા હતા.

સેનાપતિ જાલીમસિંહના હુકમથી ઘોડેસ્વાર સૈન્ય રાજગઢની આસપાસ ગોઠવાઈ ગયું કેટલાક સૈનિકો મુખ્ય રાજમાર્ગમાં ગોઠવી દીધા હતા. મહારાણાના મૃત્યુ પછી રાજગાદીના હક્કદારની ગેરહાજરીમાં પોતાનું શું કર્તવ્ય છે ? એ સંબંધી વિવેચન કરવાનો, અને પ્રજાના વિશ્વાસુ આગેવાનોની સલાહ લેવાનો હેતુ દર્શાવીને જાલીમસિંહે તાત્કાલિક એક મહાસભા બોલાવીને પોતાના કપટનાટકનો પ્રથમ પ્રવેશ શરૂ કરી દીધો.

આનંદપુરના પ્રજાજનો આ મહાસભામાં આવીને ગોઠવાઇ ગયા. અત્યારે સભામંડપમાં જરાપણ જગ્યા ખાલી રહી નહોતી. રાજમહેલની બહાર આવેલા એક વિસ્તૃત મેદાનમાં દશ હજાર સશસ્ત્ર સિપાઇઓ ઉભા રહ્યા હતા. એવામાં અચાનક જયધ્વનિના પડઘા સંભળાયા, અને રાજકુમાર જાલીમસિંહ સભામંડપમાં આવીને પોતાના આસન-પર બેસી ગયા તેના મોંઢાપર શ્યામતા છવાઈ ગઈ હતી. અને શોચ-નીય દેખાવ ધારણ કર્યો હતો. પ્રજાજનો આ દશ્યથી સમજ્યા કે-મહારાણાના અકાળ મૃત્યુથી રાજકુમારના હૃદયમાં સખ્ત આઘાત પહોંચ્યો છે

જાલીમસિંહે પ્રથમ સૈનિકોની મુલાકાત લીધી હતી. અને કેટલાક સિપાઇઓ સાથે મધુર શબ્દોથી વાતચીત કરીને સભામંડપમાં આવ્યો હતો. ત્હેનો આવો નમ્ર સ્વભાવ જોઇને ઘણા રાજકર્મચારીઓ મુગ્ધ થયા. અને જાલીમસિંહના નામનો જયધ્વનિ કરવા લાગ્યા હતા

સભામંડપમાં આવીને પોતાના આસનપર બેઠા પછી રાજકુમાર ઉભો થયો અને ત્હેના હૃદયના ભાવ છુપાવીને શુ બોલવું, તે બાબતના વિચારો ગોઠવવા લાગ્યો. સભામાં અપૂર્વ શાન્તિ વ્યાપી ગઇ હતી.

" પ્રિય સભાસદો ! " જાલીમસિંહ સજળ નયને અને ગદ્‌ગદ્ કંઠથી બોલવા લાગ્યો, " આજે મ્હેં ત્હમને એક દુઃખદ સમાચાર કહેવા, તથા તે બાબતનુ સ્પષ્ટિકરણ કરવા માટે બોલાવ્યા છે. પ્રભુએ મ્હારા ભાગ્યમાં આવો પ્રતિકુળ સમય નિર્માણ્ય કરેલો હશે ? હું શુ કહુ ? અરે ! મ્હારા તિર્થરૂપ પિતાજીનું .. . "

જાલીમસિંહથી વધારે બોલાયુ નહિ. ત્હેનો કંઠ ક્ષણભર બંધ થઇ ગયો. રાજકુમારની આંખોમાંથી આંસુ વહેતા જોઇને સભામંડપમા આવેલા તમામ નગરજનો અને રાજ્યાધિકારીઓમાંથી એક પણ વ્યક્તિ પોતાની આંખોમાથી આવતા અશ્રુપ્રવાહને રોકવા સમર્થ નીવડી નહિ પુન શોક યુક્ત સ્વરથી જાલીમસિંહ બોલવા લાગ્યો

" મ્હારા પૂજ્ય અને પવિત્ર પિતાજી—આનંદપુરના મહારાણા હવે નથી. એક રાજલોભી અજ્ઞાન વ્યક્તિના હાથે મ્હારાજ મહેલમાં આજે ત્હેમનો જીવન-દિપક બુઝાઇ ગયો છે હાય ! પેટ પાક્યુ ત્યા પાટો કેવી રીતે બાંધવો ? "

જાલીમસિંહના શબ્દો સાંભળીને સભામા ચોતરફ કોલાહલ થઇ રહ્યો. કેટલાક ભાયાતો અને વફાદાર પ્રજાજનો ક્રોધધારણ કરીને પોતાની તલવાર મ્યાનમાથી બહાર કહાડીને બોલવા લાગ્યા.

" રાજકુમાર ! મહારાણાનું ખૂન કરનાર એ નરાધમ વ્યક્તિ કોણ છે ? બતાવો અમ્હે એ પાપીના ટુકડે-ટુકડા કરી નાંખીશું. અરેરે ! મહારાણાનો સ્વર્ગવાસ થતા અમ્હે પિતૃહીન થઇ ગયા. "

" શુ કહુ ? કોને બતાવું ? મ્હારૂ હૃદય કપાઇ જાય છે કહેતાં હિમત ચાલતી નથી. આ વાત કરતા પહેલાજ મ્હારૂ મૃત્યુ થયુ હોત તો ઠીક ! પ્રિય પ્રજાજનો અને મુરબ્બીઓ ! કોઇ અન્ય મનુષ્યના હાથે મહારાણાની હત્યા થઇ હોત તો મ્હે અત્યારેજ ત્હેના શિરચ્છેદ કરાવી દીધો હોત. પણ આતો ગળામાં પહેરેલો હીરાનો હાર સર્પ રૂપ થઇને ડસ્યો છે. અરે ! અત્યાર સુધી હુ વિજયસિંહને સાત્વિક સ્વભાવનો, પિતૃભક્ત, અને સ્વધર્મ-પરાયણ ધારતો હતો પણ મ્હારી એ ધારણા આખર અસત્ય ઠરી છે. હું કગાયો છુ વિજયસિંહના રાજ-પ્રાપ્ત કરવાની લોભવૃત્તિએજ આવુ કુકર્મ કર્યુ છે, થોડા દિવસ પછી તે મહારાણા-પદ ભોગવવાને ભાગ્યશાળી થઇ શકત. પરન્તુ ત્હેનાથી વિલમ્બ સહન થયો નહિ અને છેવટે આવુ દુ ખદાયક પરિણામ આવ્યુ આજે મધ્યરાત્રિ પછી મહારાણાનુ ખૂન કરીને વિજયસિંહ અહીથી ગુપ્તરીતે નાસી ગયો છે. ત્હેની પથારીમાથી એક લોહીથી ખરડાએલી કટારી પણ મ્હને મળી છે. તે મ્હારા મહેલમા જઇને જોઇ આવતાં તમને આજના ભયાનક હત્યાકાણ્ડની ખાત્રી થશે "

જાલીમસિંહના વાક્યો સાભળીને તમામ શ્રોતાજનો વિસ્મિત થઇ ગયા. કોઇ પણ વ્યક્તિના મ્હોઢામાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ જાલીમસિંહ ફરીથી કહેવા લાગ્યો.

" મહારાણાના અવસાન પછી યુવરાજ વિજયસિંહની ગેરહાજરીમા મ્હારે શુ કરવુ ? કેવી રીતે રાજ્ય-વ્યવસ્થા કરવી ? અને ભવિ-

'યના માટે કેવા ઉપાયો લેવા' એ બાબતની પણ હું તમારી સલાહ માગુ છું

થોડા સમય સુધી સભામાંથી કોઈપણ બોલ્યું નહિ. તેથી આખરે અત્યાર સુધી મૌનધારણ કરીને આ તમાસો–ગજદારી ખેલ જોઈ રહેલો સરદાર ચંદ્રકુમાર ઉભો થયો. તમામ મનુષ્યો જાણતા હતા કે–ચંદ્રકુમાર યુવરાજનો મિત્ર છે અને એક પિત્રાઈ ભાઈનો દાવો કરનારા આ બન્ને ભાઈઓ સામાજિક બન્ધુત્વ કરતા મિત્રતાની મહત્તા વધારે સમજે છે કે ઉત્તમ પ્રકારની માને છે અને ભાઈ કરતા ભાઈબંધ વધે એ સત્રનું સવાશે પાલન કરે છે ચંદ્રકુમારબોલવા લાગ્યો

'સુજ્ઞ સભાસદો' મ્હારા પ્રિય સુહૃદ વિજયસિંહની ગેરહાજરીમા રાજકુમાર જાલીમસિંહે તેમના ઉપર મુકેલા આરોપના વિરૂદ્ધમા યુવરાજનો બચાવ કરવા માટે હું ઉભો થયોછુ. તમે બધા સારી રીતે જાણોછોકે–હું યુવરાજ વિજયસિંહનો વફાદાર દોસ્ત છું અને તેજ કારણથી હું અત્યારે તેમનો ન્યાય પુરસર બચાવ કરી શકીશ નહિ એવો કદાચ તમારા દિલમાં સંશય થાય તો તે પ્રમાણ દુર કરીને સત્યાસત્યનો નિર્ણય કરવાની હું આગ્રહપૂર્વક નમ્ર અભ્યર્થના કરૂ છુ આ જીવનમાં યુવરાજ વિજયસિંહે એક પણ કાર્ય એવું નહિ કર્યું હોય કે જે હું ન જાણતો હોઉં ! અગર તેમણે મ્હને કહેલુ ન હોય ! અત્યારે રાજકુમારે મ્હારા મિત્રને કલંકિત કરનારા ઈરાદાપૂર્વક જે શબ્દો કહ્યા છે, તે તદ્દન અસત્ય છે તેમના હાથે મહારાણાની હત્યા કરવાનુ ભયાનક કાર્ય થયુજ નથી આ હત્યાકાણ્ડની હકીકત મ્હારા મિત્ર વિજયસિંહને મ્હેંજ કહી હતી. અને તેમનુ જીવન સંકટમા સપડાઈ

જવાનો સંભવ હોયાથી આ નગરનો ત્યાગ કરીને થોડા મહિના માટેજ કોઇ ગુપ્ત સ્થળે ચાલ્યા જવાની પણ મ્હેંજ સૂચના કરી હતી.'

શ્રોતાજનોમાંથી એક વ્યક્તિ વચ્ચે ઉદ્ગારો કરવા લાગી. —

" મહારાણાનું ખુન થયાના સમાચાર આપને ક્યાંથી મળ્યા ' અને તે હકીકત આપે યુવરાજ વિજયસિંહને કયા સ્થળે કહી હતી ?"

સરદાર ચંદ્રકુમાર આ પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરતા જરા અચકાયો, કારણ કે ખરી વાત કહેવા જતાં વચ્ચે પોતાની માશુક કુસુમનું નામ જાહેર કરવુ પડતુ હતુ. તેથી ક્ષણભર વિચાર કરીને ચંદ્રકુમાર કહેવા લાગ્યો —

" હું અત્યારે સંપૂર્ણ બાબતોનો ખુલાસો કરવા અસમર્થ છુ કારણ કે તેમ કરવાથી વસ્તુસ્થિતિ પલટાઇ જવાનો સંભવ છે. પરન્તુ આ ખૂન યુવરાજ વિજયસિંહે કર્યુ નથી. એ બાબતમા સત્ય પ્રમાણો આપવા હુ જીવનપર્યંત તૈયાર રહીશ. પ્રિય સભાજનો ! આજથી વિજયસિંહ યુવરાજ નહિ, પણ આનંદપુરની રાજગાદીના માલીક થવાથી મહારાણાનો અધિકાર પ્રાપ્ત કરી શક્યા છે. અને કેટલાક ખાનગી કારણોથી આ શહેરનો પરિત્યાગ કરતી વખતે રાજ્ય શાસન કરવાનો બંદોબસ્ત કરી ગયા છે. તેઉમણે મને પ્રધાનપદ અને કાળુભાને સેનાપતિનો અધિકાર આપવાનુ પોતાની આજ્ઞા-પત્રિકામા જાહેર કર્યું છે. આ સિવાય પણ બીજા કેટલાક રાજ્યાધિકારીઓને યોગ્ય પદ આપવાના, તથા કેટલાકોને નોકરીમાથી બરતરફ કરવાના હુકમ ફરમાવ્યો છે. "

યુવરાજ વિજયસિંહે લખી આપેલી આજ્ઞા-પત્રિકા ચંદ્રકુમારે સભામા વાચી સંભળાવી. અને તેના પરિણામે પોતાને રાજ્યાધિકાર

નહિ મળવાથી કેટલાક સત્તાના લોભી મનુષ્યોના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થયો. ચન્દ્રકુમાર પ્રધાન થાય, અને કાળુભા સેનાપતિનો અધિકાર મેળવે એ બાબત રાજકુમાર જાલીમસિંહથી સહન થઇ નહીં. ત્હેના અંતઃકરણમાં દ્વેષના લોભના અને મહત્વ સત્તાનાં તત્વો ઓતપ્રોત થયાં હતાં.

---

## પ્રકરણ ૧૧ મું.

### "અવનવા પ્રસંગો."

"કયો પુરૂષ ધન મેળવીને ગર્વિષ્ટ થયો નથી? કયો વિષયી પુરૂષ સુખી થયો છે? સ્ત્રીઓએ પૃથ્વી ઉપર કોના મનને ખંડિત કર્યું નથી? રાજાનો કોણ પ્રીતીપાત્ર હોય છે? કુમિત્રની જાળમાં ફસાએલો કયો પુરૂષ કુશળ રહ્યો છે? મતલબ કે-કોઇજ નહિ!!!

"સદ્બોધ સંગ્રહ."

લગભગ અડધા કલાક સુધી ગરબડ ચાલુ રહી. છેવટે એક વૃદ્ધ રાજપૂત ઉભા થઇને કહેવા લાગ્યા.

"આનંદપુરે રાજ્યના રાજપૂત બન્ધુઓ રાજસત્તાના એક સ્તંભ સમાન ગણાય છે. આવા મતભેદના પ્રસંગોએ અમ્હારા તરફથી આપવામાં આવતી સલાહનો અસ્વિકાર કરવામાં આવ્યો નથી. હું આશા રાખું છું કે-આજે ઉપસ્થિત થએલો મામલો ભવિષ્યમાં

ભયંકરરૂપ ધારણ કરતો અટકી જાય. અને રાજ્યના અધિકારીઓ કે જેઓ વાસ્તવિક રીતે પ્રજાનાજ સેવકો છે, તેઓ યુવરાજશ્રીની આજ્ઞા મુજબ રાજ્યાધિકાર પ્રાપ્ત કરતા પહેલા પ્રજાજનોનો પણ અભિપ્રાય લઇને રાજ્યનો વહીવટ કરે એજ બાબત ન્યાય પુરઃસર કહી શકાય. મહારાણાના ખૂન સબંધી પુરી તપાસ કર્યા વિના વ્યક્તિગત આરોપ મુકવો એ તદ્દન અનુચિત છે.

વૃદ્ધ રાજપૂત નીચે બેસી ગયા અને એક વણીક યુવાન અનુમોદન આપવા માટે ઉભા થઇને બોલ્યા.

'મુરબ્બીશ્રી લક્ષ્મણસિંહનુ કહેવુ વ્યાજબી અને પ્રશંસાપાત્ર છે. યુવરાજશ્રીએ મહારાણાનુ ખૂન કર્યુ છે કે કેમ ? અને તેમની આજ્ઞા-પત્રિકાનો સ્વિકાર કરવો કે નહિ ? તે બાબતની તપાસ અને વિચાર કરવા માટે આજની સભા બંધ કરવાની ખાસ આવશ્યકતા છે.'

ઉપરની દરખાસ્તને વધુ અનુમોદન મળતા રાજસભા બંધ થઇ. નગરજનો, અને કેટલાક અધિકારીઓ જાલીમસિંહના મહેલમા મહારાણાના મૃતદેહના દર્શન કરવા માટે ગયા. આ પ્રસંગે રાજમાએ અગાઉથી પોપટની પેઠ ભણાવી રાખેલા બે પહેરગીરો પ્રજાજનોને કહેવા લાગ્યા કે —

આજે પ્રાતઃકાળમા આશરે ચાર વાગે યુવરાજ વિજયસિંહે આવીને મહારાણાનુ ખૂન કર્યુ છે અને અમે બંને પહેરો ભરતા હતા, તે વખતે ચાર-પાંચ માણસોએ અચાનક આવીને અમારા બંનેના હાથ પગ બાંધીને ચુંપ રહીએ તો મારી નાખવાની ધમકી આપવા લાગ્યા હતા. આ માણસો કોણ હતા, તે અમારા ઓળખ્યામા આવ્યા નથી પરન્તુ યુવરાજ વિજયસિંહને અમે બરાબર ઓળખી

શકયા હતા. અને ત્હેમણેજ મહારાણાશ્રીની નિદ્રાવસ્થામાં આ કટારીથી ખૂન કર્યું હતું. ”

બન્ને પહેરગીરોની વાત સાંભળીને કેટલાક મનુષ્યોના દિલમાં ચોક્કસ ખાત્રી થઇ ચૂકી કે–આ ખૂન અવશ્ય યુવરાજ વિજયસિંહેજ કર્યું છે. રાજકુમાર જાલીમસિંહે મહારાણાના મૃત દેહને અગ્નિસંસ્કાર કરીને પોતાના કપટ–નાટકનો બીજો અંક શરૂ કર્યો. અને પુનઃ રાજ-બાની ડુગડુગીના તાલ મુજબ નૃત્ય કરવા લાગ્યો.

અનેક નગરજનોને જાલીમસિંહે શામ, દામ, દંડ, અને ભેદના ઉપાયોથી પોતાના પક્ષમા દાખલ કર્યા. કેટલાકોને જાગીર તથા ધનની લાલચમાં લપટાવ્યા, કેટલાકોને મીઠી વાણીથીજ રંજન કર્યા, અને કેટલાકોને પાયમાલ કરવાની ધમકી આપીને ઉહાપોહ કરતા અટકાવી દીધા. યુવરાજ વિજયસિંહની હયાતીમાં જે લોકો ત્હેનો સમાગમ રાખતા હતા, તેઓ પણ જાલીમસિંહની કૃપાના એક ટુકડાની ખાતર પુછડી હલાવણ કરવા લાગ્યા. આ સમયે સરદાર ચંદ્રકુમાર રાત્રી–દીવસ ઘેરઘેર ફરીને યુવરાજના સ્હાયક થવા માટે અસંખ્ય માણસોને સમજાવવા લાગ્યો, પણ ફકત વીસ–પચીસ માણસોથી વધારે લોકો ત્હેના પક્ષમાં મળી શક્યા નહિ

બીજા દિવસે નિયત કરેલા વખતે ફરીથી સભાનુ અધિવેશન થયું. પહેલા દિવસે જેટલાં માણસો રાજસભામાં આવ્યાં હતાં, તેથી અધીક માણસો આજે એકઠા થયાં હતાં. દરવાજા બહાર જયધ્વનિ થવા લાગી અને રાજકુમાર આવીને પોતાના આસનપર બેસી ગયો. સભામંડપમા પ્રવેશ કરતી વખતે ઘણા ખુશામદખોરોએ ત્હેનુ અપૂર્વ

આનન્દોર્મિઓ ઉછળવા લાગી, પરન્તુ તે મનોભાવ છુપાવીને પિતૃહીન થએલા મનુષ્યની માફક મ્લાન મુખાકૃતિથી સભામાં આવીને રાજગાદીના પાસે બેઠો હતો.

થોડા સમય પછી એક રાજપૂત ઉભો થઇને કહેવા લાગ્યોઃ—

" સુજ્ઞ સભાજનો ! યુવરાજ વિજયસિંહે મહારાણાની હત્યા કરી છે, એવાં સંખ્યાબધ પ્રમાણો અમને મળ્યાં છે, તેથી અમ્હે વિજય-સિંહને રાજસિંહાસનપર બેસાડીને રાજગાદીને કલંકિત કરવા દઇશું નહિ. આજથી અમ્હે રાજકુમાર જાલીમસિંહનો રાજ્યાભિષેક કરીને આનંદપુર રાજ્યના મહારાણા તરીકે જાહેર કરીએ છીએ. "

રાજપૂતનું વ્યાખ્યાન સમાપ્ત થતાં કેટલાક આપમતલબી મનુ-ષ્યોએ અનુમોદનો આપવાની ધમાલ ચાલુ કરી. અને "મહારાણાશ્રી જાલીમસિંહની જય" એવા ગગનભેદી અવાજો થવા લાગ્યા. થોડા રાજભક્તોની ઇચ્છા આ સમયે પોતાનો વાંધો જાહેર કરવાની થઇ હતી, પણ આવા ટંકારખાનામાં ત્હેમના જેવી મુઠ્ઠીભર તતુડીઓનો અવાજ ક્યાંથી સંભળાય? જ્યારે ગરબડ શાન્ત થઇ, ત્યારે બહાદુર સરદાર ચંદ્રકુમાર ઉભો થયો, અને જુસ્સાદાર અવાજથી બોલવા લાગ્યોઃ-

મુરબ્બીઓ, અને બન્ધુઓ ! અત્યારે રજુ થએલા, અને થોડા મતથી પસાર થઇ ચૂકેલા પ્રસ્તાવમાં હું અને કેટલાક પ્રજાજનો સંમત નથી. હું તમામ લોકોને ફરીથી ખાત્રી આપું છું કે—યુવરાજ વિજય-સિંહે મહારાણાશ્રીની હત્યા કરી નથી, તેથી ત્હેમના વિના હું અન્ય વ્યક્તિને મહારાણા તરીકે સ્વિકારવાની સાફ ના કહું છું. "

ચંદ્રકુમારના શબ્દોથી રાજસભામાં અશાન્તિ થવા લાગી, અને ચોતરફથી "ચંદ્રકુમાર રાજદ્રોહ કરે છે. ખટપટીઓ છે. માટે ત્હેને

કેદ કરો ! " એવા પોકારો થવા લાગ્યા. જાલીમસિંહના દિલમાં પણ ક્રોધ જાગૃત થયો, અને કેટલાક રાજસેવકો અરસ્પરસ ખાનગી વાતો કરીને વફાદાર સરદાર ચંદ્રકુમારને ગીરફતાર કરવાની યોજના કરવા લાગ્યા.

આ વખતે સભામંડપના પાછળના ભાગમાંથી એક વીર-બાળક ઉભો થયો. હેની અદ્‌ભૂત સુન્દરતા જોઇને તમામ શ્રોતાજનો અજાયબ થયા. આ બાળક, તે ભીલ-સરદાર નીરંજન હતો. સભામાં થતી ગરબડ બંધ કરવાની અને પોતાનો અભિપ્રાય સાંભળવાની સંજ્ઞા કરીને નીરંજન માર્મિક હાસ્ય કરી જુસ્સાદાર અવાજથી બોલવા લાગ્યો.

' સુજ્ઞ સભાજનો ! ભીલજાતિ એટલે સમાજના અનુપમ અને વફાદાર સેવકો ! આવી એક સુન્દર જાતિનો રાજકાર્યમાં કોઇ પણ જાતનો ભાગ લેવાનો હજુ સુધી અધિકાર પ્રાપ્ત થએલો નહિ હોવા છતાં હું આપને વિનતિ કરૂંછું કે આ વિષય સંબંધી તે બહાદુર અને રાજભક્ત ભીલબન્ધુઓને પોતાની અનુમતિ દર્શાવવાની અપૂર્વ તક આપવામાં આવશે. "

" બરાબર છે ! " જાલીમસિંહ બોલ્યો. ' ભીલબન્ધુઓ અમ્હારા પરમમિત્ર છે. એ કર્ત્તવ્યપરાયણ અને આદર્શ-વીર જાતિએ રાજની સર્વોત્તમ સેવાઓ કરેલી છે, અને સર્વ કાળ કરશે, એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે. જો કોઇ ભીલ આગેવાન અત્યારે હાજર હોય તો નિસંદેહ પોતાની જાતિ તરફથી મત આપી શકે છે. "

' કુમાર જાલીમસિંહ, અને સજ્જનો ! મ્હારૂં નામ નીરંજન છે. આનંદપુર રાજ્યના તમામ વિસ્તારમાં અને અન્ય રાજ્યોમાં રહેતી ભીલજાતિએ મ્હને પોતાનો મુખ્ય નેતા-સરદાર બનાવ્યો છે

અને તે તમામ ભીલબન્ધુઓની સંમતિથી આ સમયે હુ સભા મંડપમાં આવીને હાજર થયોછું. હું જે કહું તે મ્હારા સમગ્ર ભીલ–સેવકો તરફથીજ કહુછું, એમ ત્હમારે નિઃસંશય સમજવાનું છે. સાંભળો ! "

અવાજ અટકયો, નીરજનની છટાદાર અને અસરકારક વાણી સાંભળીને જાલીમસિંહ તથા સભાજનો મુગ્ધ થઇ ગયા. પ્રત્યેક વ્યક્તિના હૃદયમા ત્હેના શબ્દોની અસર થવા લાગી હતી નીરજનનુ ભાષણ પુન. શરૂ થયુ.

" યુવરાજ વિજયસિંહેજ પ્રજાવત્સલ મહારાણા રાજસિંહની હત્યા કરી છે કે કેમ ? એ પ્રશ્ન સબંધી હુ અત્યારે મ્હારો મત આપી શકતો નથી. ત્હમારી માન્યતા પ્રમાણે જો ત્હેમણે હત્યા કરીજ હોય, તો ન્યાયપુરઃસર યુવરાજને શીક્ષા થવી જોઇએ. પરન્તુ આ ખૂન કોણે કર્યું, અને શા માટે કર્યું ? એ પ્રશ્નોનો છેવટનો નિર્ણય હજુ સુધી થઇ શકયો નથી. વળી કુમાર જાલીમસિંહનો રાજ્યાભિષેક કરીને મહારાણા તરીકે સ્વીકાર કરવાનુ જે ફારસ ભજવાઇ રહ્યું છે, તો અયોગ્ય અને હાસ્યજનક છે. કારણ કે દેવી પ્રભાવતી અત્યારે સગર્ભા છે, અને ભવિષ્યમાં ત્હેમને પુત્ર–રત્નથી પ્રાપ્તી થાય તો આનંદપુર–રાજ્યના વારસ તરીકે આપણે તે ભાગ્યશાળી બાળકનો સ્વિકાર કરવો પડશે પિતાના અપરાધથી પુત્રનો ન્યાયયુક્ત અધિકાર ભ્રષ્ટ કરવો ન જોઇએ. મ્હારી રાજભક્ત ભીલજાતિ તે ભાગ્યવાન્ પુત્રનેજ મહારાણા તરીકે સ્વિકારશે એમ ખાત્રીપૂર્વક સમજશો. "

નીરજનનાં નવિનતાદર્શક વાકયો સાંભળીને જાલીમસિંહ. અને નગરજનો વિસ્મિત્ થઇ ગયા જે મનુષ્યો પ્રથમ દુર બેસીને વક્તાઓની વાણી સાંભળતાં હતા તે તમામ લોકો નીરજનના નજીક

આવીને પાષાણ-પ્રતિમાઓની માફક સ્થીર થઇને વ્યાખ્યાન સાભળી રહ્યા હતા. આ વખતે સરદાર ચદ્રકુમારને સભામડપનો ત્યાગ કરીને ચાલ્યા જવાનો અવસર મળેલો હોવાથી તે ઉભો થયો. આ દશ્ય જોઇને જાલીમસિહે પોતાના અનુચરોને આંખથી ઇસારો કર્યો ચદ્ર-કુમારને કેદ કરવા માટે કેટલાક હથીયારબધ સિપાઇઓ આવતા સભા મડપમાં ચોતરફ ગરબડ થવા લાગી. અને ઘણા માણસો નાસવા લાગ્યા. અસખ્ય તલવારો મ્યાનમાંથી બહાર નીકળી કેટલાક મનુષ્યો તો આમ થવાનું કારણ સમજ્યા વિનાજ માત્ર આત્મરક્ષણાર્થે હથીયાર ઉપાડીને લડાઇ કરવા તયાર થયા હતા. રાજકર્મચારીઓએ શાન્ત સ્થાપિત કરવાના ઘણા પ્રયત્નો કર્યા, પરન્તુ મામલો વિકટ બન્યો હતો. આ ગરબડનો લાભ લઇને જાલીમસિહ રાજગાદીપર બેસી ગયો. અને કેટલાક સભાજનો તેહેના નામનો જયનાદ કરવા લાગ્યા. ચદ્રકુમાર અને તેહેના સોબતીઓ કેદ થયા, તે તમામને હાથ કડીઓ પહેરાવીને બદીખાનામાં મોકલી દીધા. રાજસિહાસનપર બેઠા પછી જાલીમસિહ પ્રજાજનોને સમ્બોધન કરીને કહેવા લાગ્યોઃ—

" મ્હારા પ્રિય હિતચિન્તક પ્રજાજનો. અને રાજસેવકો ! મહા-રાણાના અવસાન પછી તેહેમની રાજગાદીપર મ્હને બેસાડીને તહમારા રાજેન્દ્ર તરિકે મ્હારો સ્વિકાર કરવાની જે ઉચ્ચત્તમ લાગણી દર્શાવ-વામા આવી છે. તે બાબતમાં હુ તહમારો આભાર માનુછું. મ્હારા શિરછત્ર પિતાજીના મૃત્યુનો શોક દર્શાવવા માટે હુ એક મહીના સુધી આખા રાજ્યમાં આનન્દોત્સવ નહિ કરવાનુ ફરમાન કરૂછું. એક મહિનો વ્યતિત થયા પછી મ્હારો રાજ્યાભિષેક કરવામાં આવશે. અને તે મનરંજન ખુશાલીના સ્મારક તરીકે હુ આજથીજ મ્હારી પ્રજાના

તમામ કર માફ કરૂંછું. રાજ્યાધિકારીઓ, મ્હારા વફાદાર ભાયાતો અને રાજભક્ત નગરવાસીઓને પણ બક્ષીસો, જાગીરો, અને યોગ્ય માન આપવામાં આવશે. વિજયસિંહે મહારાણાની હત્યા કરી છે, તે બાબતમા ત્હેને સજા કરવાનુ કામ અનિવાર્ય છે. જે મનુષ્ય વિજયસિંહને જીવિત અગર મૃત્યુ પામેલો અહીં લાવીને મ્હારા આગળ હાજર કરશે, તે મનુષ્યને હુ એક લાખ રૂપીયા ઇનામ. અને સારી જાગીર આપીને પ્રસન્ન કરીશ. ચંદ્રકુમાર તથા તેના સોબતીઓએ ભરી સભામા મ્હારૂં ઇરાદાપૂર્વક અપમાન કર્યું છે, તેથી તે લોકોને ઘટતી સજા કરવામા આવશે. પેલા નીરંજનનામધારી કહેવાતા ભીલ-સરદારે રાજદ્રોહ કર્યો છે, અને અહીંથી નાસી ગયો તેથી ત્હેને પકડી લાવવાનો હુકમ કરૂંછું હવે આજના અધિવેશનનું કામ બંધ કરવામાં આવે છે.”

નગરજનો વિખરાઇ જવાની તૈયારી કરવા લાગ્યા. એજ વખતે દરવાજા બહાર કોલાહલ થવા લાગ્યો. અને રાજસભામાં એક વિચીત્ર વેશધારિણી વ્યક્તિ આવીને રાજકુમાર જાલીમસિંહના સામેજ ઉભી રહી. “અરે ! આ તો ભીલોની દેવી વિલાસ!” આ વાકયો સાભળવામાં આવતાં હતાં. વિલાસ શબ્દનો અવાજ જાલીમસિંહની કર્ણેન્દ્રીય સુધી પહોંચતા ત્હેની છાતી ધડકવા લાગી અરણ્ય-બાળા વિલાસને જોતા તે એક પાંદડાની પેઠે ધ્રુજવા લાગ્યો હતો. ગજબાએ વિલાસને યમ-સદનમા મોકલીને પોતાનો જીવન-કંટક મટાને માટે દુર કર્યો હશે એવી ત્હેણે રાખેલી આશા અસત્ય થતા તે ગભરાઇ ગયો-શક્તિહીન થઇ ગયો અને રાજગાદીપરથી ઉઠીને ગજબા પાસે નાસી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો અરણ્યબાળા વિલાસ હાસ્યયુક્ત વદનથી હાથમા

એક તેજસ્વી ખજર પકડીને જાલીમસિહના સામે ઉભી રહીને કહેવા લાગી:—

"હુ આનદપુર રાજ્યની મહારાણી છુ. શું તું મ્હને ઓળખતો નથી ?"

આટલા શબ્દો બોલીને વિલાસે પોતાના હાથમાં પકડેલું ખજર ઉચું કર્યું, અને ફરીથી બોલવા લાગી—

"નરાધમ જાલીમ! સાંભળ! હું ત્હારો કાળ છુ, હાય, રાક્ષસ! ત્હે આ શું કર્યું? પિતૃહત્યાનું પરિણામ કેવું આવશે, તે બાબતનો ત્હે વિચાર કર્યો છે? યાદ રાખજે કે ત્હારા કુકર્મનુ ફળ ત્રાસદાયક આવશે, અને ભવિષ્યમાં મ્હારા હાથે ત્હારો પ્રાણ લેવાશે."

વિલાસ વધારે બોલી નહિ. અને તુરત રાજસભામાંથી બહાર નીકળીને અદૃશ્ય થઇ ગઇ. ત્હેને રોકવાની અગર પકડવાની રાજસભામાં આવેલાઓમાંથી કોઇ પણ વ્યક્તિમાં તાકાદ નહોતી. વિલાસના ગયા પછી જાલીમસિહના હૃદયમાં જરા હિંમત આવી. અને છેવટે બાકી રહેલા નગરજનો અને રાજસેવકો પ્રત્યે કહેવા લાગ્યો:—

"પ્રિય સભાજનો! કહેવાતો ભીલ-સરદાર નીરજન તો નાસી ગયો, પણ આ દીવાની બાળાએ અહીં આવીને રાજદ્રોહનો ગુન્હો કર્યો છે. તેથી જો કોઇ મનુષ્ય ત્હેને પકડીને કારાગૃહમાં મોકલી આપશે, તો હુ તે મનુષ્યને ખુશ કરીશ. હુ ધારૂં છું કે-વિલાસ દીવાની નથી, પણ દીવાની સ્ત્રીની નકલ કરવાનો ઢોંગ કરે છે. બસ! હવ આજની સભા બધ કરવામાં આવે છે."

નગરજનો અને રાજસેવકો ચાલ્યા ગયા. અને પિતૃહત્યા કરીને રાજપ્રાપ્તી કરી શકેલો કુલાંગાર જાલીમસિહ પોતાની પ્રિયતમા રાજબાના પાસે જઇને આજની સભામાં બનેલા બનાવોનું રસમય વર્ણન કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૫ મું.



## " આનંદપુરનું રાજ્યતંત્ર. "

" પાળી પ્રજાને પ્રેમથી, જે સર્વને સુખી કરે;
કલ્યાણ નિજ રૈયતતણું, જે નિત્ય હૈયામાં ધરે.
' તે રાજવીનું રાજ્યતંત્ર, સ્વર્ગતુલ્ય ગણાય છે'
ઈતિહાસના પાના વિષે, સત્કર્મ એ વખણાય છે.

" **વિદ્યાકાન્ત.** "

રાજધાનીનો ત્યાગ કર્યા પછી પુરા ત્રણ માસ વીતી ગયા, પરન્તુ હજુ સુધી યુવરાજ વિજયસિંહનો પત્તો લાગતો નથી. સરદાર ચંદ્રકુમાર પણ ત્રણ મહિનાથી કેદખાનામાં પુરાઈ ગયો છે. ચોકીદારો બરાબર સાવધાનીથી ન્હેનાપર ચોકી કરતા હોવાથી ત્યાંથી નાસી છુટવાની એક પણ યુક્તિ કામમાં આવતી નહોતી. વિજયસિંહની ખબર મેળવવા, અને પ્રભાવતીનું સંરક્ષણ કરવા માટે રાજભક્ત ચંદ્રકુમારનુ હૃદય તલસી રહ્યું હતુ.

પોતાના પ્રિય પતિના વિયોગથી પ્રભાવતી રાત્રી દિવસ ઉદ્વેગ કરતી હતી. યુવરાજે જુદા પડતી વખતે પોતાના સમાચાર ખાનગી રીતે ચંદ્રકુમારની મારફતે મોકલવાનુ વચન આપેલુ હોવા છતાં હજુ એક પણ કુશળતાનો પત્ર આવ્યો નહતો. ત્રણ મહિનાથી પ્રભાવતીએ રાજધાનીનો ત્યાગ કર્યો હતો. જાલીમસિંહ તથા રાજ્યાનો પોતાના પ્રત્યે પ્રેમ તથા સહાનુભૂતિ નહિ હોવાથી તે પ્રતાપપુરના કિલ્લામાં રહેવા માટે ગઈ હતી. રાજભક્ત ચંદ્રકુમારને દૂર જાલીમસિંહે રાજદ્રોહી

ઠરાવીને કેદમાં રાખ્યો છે, તે બાબતની પ્રભાવતીને તુરત ખબર પડી ચૂકી હતી. કાળચક્રના પ્રભાવે ત્હેનું જીવન દુઃખમય થઇ ગયું હતું. અને વિદુષી ઉલ્લાસ મધુર વાક્યોથી સમજાવતી હોવા છતાં ત્હેના દિલનું દર્દ દૂર થતું નહોતું.

આનંદપુરથી ત્રીશેક ગાઉ દૂર અનેક પર્વતોથી વીંટાએલા પ્રતાપપુરના નિર્જન કિલ્લામા પ્રભાવતીને એક પુત્રરત્નને પ્રસવ થયો આનંદપુરરાજ્યના ભવિષ્યના માલીકનો–મહારાણાનો જન્મોત્સવ કોણ ઉજવે ? અત્યારે પ્રભાવતીના પાસે ફક્ત ત્હેની સખી ઉલ્લાસ અને એક અનુચર સિવાય બીજુ કોઇ રહેતુ નહોતું. પતિ વિયોગી પ્રેમદાને પુત્રને પ્રસવ થતાં ઉલ્લાસને પણ અવર્ણનીય આનંદ થયો હતો. અને આ ખુશાલી વ્યક્ત કરતાં તે પ્રભાવતીને કહેવા લાગી

" બ્હેન ! આખરે પરમાત્માએ ત્હમારી અરજ સાંભળી, દુનિયામા દરેક પ્રાણીના દિવસો સવદા દુખમાજ પસાર થતા નથી. હવે યુવરાજ થોડા દિવસમાં અહીં અવશ્ય આવશે, અને રાજગાદીના માલીક થઇને ત્હમારૂં તથા આ ભાગ્યવાન્ બાળકનુ રક્ષણ કરશે "

પ્રભાવતીએ પ્રત્યુત્તર આપ્યો નહિ, ત્હેના હૃદયમાં હર્ષ અને શોકની છાયાનુ પરિવર્તન થતું હતું. પોતાના પ્રિયત્તમ થોડા સમયમાં અહીં આવશે, અને ત્હેમના પ્રિય બાળકની સુન્દર આકૃતિ જાઇને પ્રસન્ન થશે, એવી આશામા પ્રભાવતીના દિવસો વ્યતિત થતા હતા. આશા એજ નિરાશ થએલાં મનુષ્યોનું અમૃતમય અમલ્ય ઔષધ છે, આશા એજ મનુષ્ય માત્રની જીવનદોરી છે અને આશાજ નિરાશ થએલા પ્રાણીના જીવનમાં આનંદ અને ઉત્સાહનો અખૂટ પ્રવાહ વહાવે છે. જ્યારે નિરાશા તેમજ ચિંતા મનુષ્યને કંગાલ બનાવીને દુઃખી

કરે છે. ભાગ્યના અગમ્ય પરદા પાછળ ગમે તેમ થતું હોય, પણ સત્પુરૂષો તેની જરાપણ દરકાર રાખતા નથી આશાવાદી વ્યક્તિઓને આ સંસાર સર્વદા સુખમયજ લાગે છે.

રાજબાના સુખની–આનંદની હવે સીમા રહી નથી. ત્હેની આશાઓ પુરી થઇ છે. આનંદપુર રાજ્યની મહારાણી થવાથી તે જમીન અને આસ્માન વચ્ચે માત્ર એક વેંતનુજ અંતર જોતી હતી. ત્હેની વિલાસીતા વધતી જતી, અને રાજકુમાર જાલીમસિંહને એક રમકડાની માફક રમાડતી હતી.

આવું અપૂર્વ રાજસુખ મળવાથી રાજબા પોતાની ન્હાની બ્હેન પ્રભાવતીને બીલકુલ ભૂલી ગઇ. સમયના સાથે હૃદય પણ પલટાયુ હતુ. જે મહેલમાં છેલ્લા ત્રણ માસથી રાત્રીદિવસ મનરંજન આમોદ પ્રમોદ થતો હતો, તે સુખમય વાતાવરણમાં રહેનારને પોતાની દુખી બ્હેનનુ સ્મરણ કેવી રીતે થાય?

જાલીમસિંહનો રાજ્યાભિષેક થયા પછી કેટલાક દિવસો વ્યતીત થયા બાદ આનંદપુર રાજ્યની પ્રજાને પોતાની ભૂલ સમજવામા આવી હતી જાલીમસિંહ જ્યારે રાજગાદીપર બેઠો, તે વખતે ત્હેના પ્રત્યે જે શ્રદ્ધા અને આશા હતી તે હવે જરા પણ રહી નહોતી માત્ર પોતાનો હુકમ એજ કાયદો, આ નિયમનો સર્વાંશે અમલ થતો હોવાથી રાજ્યમા અશાન્તિ વધવા લાગી. મહારાણાપદ મેળવતી વખતે જાલીમસિંહે પ્રજાજનો સાથે જેવો સદ્વ્યવહાર રાખ્યો હતો તેવો વ્યવહાર હવે જરાપણ રહ્યો નથી. અત્યારે તો ત્હેના હૃદયમાં દયાનો, ધર્મનો, નીતિનો, અને ન્યાયનો અંશ માત્ર પણ નથી. દયા જતી રહી–અને દુષ્ટતા વધી. ધર્મ ભૂલી જવાયો–અને અનીતિની વૃદ્ધિ થઇ. ન્યાય અને

નીતિના સિદ્ધાન્તો નાબુદ થયા—અને સ્વાર્થસંચય તથા અહંવાદનાં તત્વો ઓતપ્રોત થઇ રહ્યાં. રાજ—વ્યવસ્થાના બહાનાથી યેનકેન પ્રકારે પણ પ્રજાને પીડવાનુ કાર્ય નિરંકુશ રીતે ચાલવા લાગ્યું. કેટલાક આદર્શ સમાજ-સેવકો કહેતા હતા કે:—" **કાયદાને માન આપવું, એનો અર્થ એવો થતો નથી કે—અનુચિત કાયદાના દબાણથી દબાઈ જવું—ચગદાઇ જવું !!!**"

જાલીમસિહના જીગરમા પિતૃહત્યાની સ્મૃતિ થતાં પશ્ચાતાપની જ્વાલાથી ત્હેનુ જીગર ભસ્મિભૂત થતુ હતુ. પણ હવે ઉપાય નહોતો. આર્તનાદ કરવાનો અવસર પણ નહોતો સ્મશાન વૈરાગ્યની અસર જેટલી ઘડી સુધી રહે છે, તેટલીજ ઘડી સુધી જાલીમસિહના હૃદયમા ઉદ્વેગ થતો હતો. આ પશ્ચાતાપની અસર નાબુદ થવા માટે રાજ્યાની સલાહથી રાજકુમાર જાલીમ મદીરાપાન કરવા લાગ્યો, અને રાત્રી દિવસ નીશો કરીને મસ્ત રહેવાથી માનસિક દર્દની અસરથી મુક્ત થયો અનેક વેશ્યાઓને બોલાવીને નાચ ગાન કરાવતા ત્હેનું હૃદય શાન્ત થતું હોવાથી દેશ દેશાન્તરથી અસંખ્ય વારાંગનાઓ જાલીમ-સિહના પાસે આવતી હતી. અને મોહાંધ રાજકુમારને સ્વેચ્છાનુસાર લુંટતી હતી.

આનદપુર રાજ્યનો કહેવાતો મહારાણો જાલીમસિહ રાજકાર્યમાં જરાપણ ધ્યાન આપતો નહિ હોવાથી તેના પરિણામે તમામ રાજ્યા-ધિકારીઓ લાચીઆ બની ગયા હતા. અને ખુલ્લી રીતે રાજકોષ પણ લુટી રહ્યા હતા. જૂના સેવકોને બરતરફ કરીને ત જગ્યાઓએ નવા અને બીનઅનુભવી નોકરો રાખ્યા હતા આ તમામ રાજકર્મ-ચારીઓ નીચ ઉદ્ધત, મૂર્ખ, અને અકર્મણ્ય હોવાથી તમામ સ્થળે

અંધેરનું સામ્રાજ્ય વ્યાપી ગયું. દરરોજ વધતા જતા ખર્ચને પહોંચી વળવા માટે પ્રજાનું લોહી ચુસવામાં આવતું હતું. ન્યાયમન્દિરોમાં અરજદારો તરફથી કરવામાં આવતી અભ્યર્થનાને હાસ્યજનક ફારસ સમાન ગણીને શુદ્ધ અને ઇન્સાફયુક્ત દાદ આપવામાં આવતી નહોતી. અંધેરી નગરીના ગડુરાજા જેવા રાજ્યતંત્રમાં અરજદારને ન્યાય ક્યાંથી મળે ? એક વિદ્વાને કહ્યું છે કે:—

"કેત કહે પકરો ઇનકું, અબ અજન યાતે બહુ ઉતરેગો;
કેત કહે પકરો ઇનકુ, ઇન નેત્રસે ગુજકો પુંજ ખરગો.
"ચાતક, કીર મયૂર, મરાલ, ન ત્યાં કિનકું ગે પોકાર ભરેગો ?
કૌવા ઔર ઉલૂકકે રાજ્યમેં, કો કિનપાસ પોકાર કરેગો ?

**ભાવાર્થ**:—"કોઇ કહે એને પકડો, એના શરીરનો રંગ કાળો છે. એટલે તેમાંથી આંજણ ઘણું મળી આવશે ! કોઇ કહે એને પકડો, એના નેત્રોમાથી ચણોઠીઓનો જથ્થો મળશે ! જ્યા ચાતક, પોપટ, મોર, અને હંસ જેવાં પરિક્ષક પખીડાનો કેવળ તોટો હતો, અને અંધકાર પ્રિય ઘુવડોનો સમૂહ રહેતો હતો. ત્યાં જઇ પડેલી કોયલનો એવો અનાદર થાય તો એણે ફરિયાદ કોની પાસે કરવી ? "

રાજકુમાર જાલીમસિંહે પોતાના રાજ્યાભિષેકના પ્રસંગે જાગીરદારો, ભાયાતો, અને રાજસેવકોને આપેલી બક્ષીસો. અને જાગીરો એક મહીના પછી તુરત પાછી લઇ લીધી હતી હવે તમામ લોકો યુવરાજ વિજયસિંહને યાદ કરીને પશ્ચાતાપ કરતા હતા. પણ હવે ઉપાય નહોતો. સબલ પરાક્રમી જાલીમસિંહના વિરૂદ્ધ હીલચાલ કરવાની પ્રજાજનોમાં શક્તિ નહોતી. અને શક્તિધારક વ્યક્તિઓના પાસે પુરતાં સાધન નહોતાં.

મદીરાપાન કરીને મસ્ત બની રહેતા વિલાસી જાલીમસિંહને રાજ્યતંત્રની કેવી સ્થિતિ છે, તેનુ જરાપણ ભાન નહોતું. રાજનગરના વનપ્રદેશમાં જે સ્વપ્નું ત્હેના જોવામાં આવ્યુ હતું, તેજ સ્વપ્નુ વારંવાર આવવા લાગ્યુ. પોતાની છાતીના સામે ખંજર ધરીને અરણ્ય-બાળા વિલાસ ઉભી રહેલી જોવામાં આવતી હતી. અને જાલીમસિંહ સ્વપ્નાવસ્થામાથી તુરત જાગૃત થઇ રાજબાના પાસે જઇને ત્હેનું રક્ષણ માગતો હતો.

આનંદપુર રાજ્યના કહેવાતા મહારાણાની આજ્ઞાનુસાર સમસ્ત દેશમાંથી દીવાની બાળાઓને પકડી લાવીને કેદખાનામાં પુરી રાખી હતી. વિલાસની ભ્રમણાથી કેટલીયે નિર્દોષ બાળાઓ સૈનિકોના હાથમાં સપડાઇ ગઇ હતી. આ બાળાઓનાં શિયળ ભ્રષ્ટ થતાં હતાં, અને કેટલીક બાલિકાઓ આ નરરાક્ષસોના અમાનુષી કાર્યોથી મૃત્યુને શરણ થતી હતી. અસંખ્ય ઉપાયો કરવા છતાં હજુ સુધી અરણ્ય-બાળા વિલાસનો પત્તો લાગ્યો નહોતો. ત્હેને પકડી લાવવાના પુષ્કળ પ્રયત્નો થયા હતા. પરન્તુ તે બધા ઉપાયો સફળ થયા નહિ. જાલીમસિંહે વિલાસ તથા નીરંજનને પકડી લાવવા માટે સખ્યાબંધ ભીલોને બોલાવીને મધુર શબ્દોથી નીરંજન તથા વિલાસને પકડવામા મદદગાર થવા માટે ખૂબીથી સમજાવ્યા. અને છેવટે રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો ભીલોના જાનમાલને નુકશાન કરવાની ધમકી આપી. પરન્તુ એક પણ ભીલ ત્હેનો મદદગાર થયો નહિ. છેવટે જાલીમસિંહના દિલમાં વૈરાગ્નિ પ્રગટયો. અને ત્હેણે ભીલજાતિ પર ઘણોજ અત્યાચાર કરવાનો પોતાના સૈનિકોને હુકમ કર્યો. તેથી આ બહાદુર તથા રાજભક્ત ભીલજાતિને પોતાની પરમ શત્રુ બનાવી.

આટલુજ કામ કરીને જાલીમસિંહના મનમાં સતોષ થયો નહી. રાજનગરના વનપ્રદેશમાં આવેલા દેવમન્દિરમાં રહેના સન્યાસીને શોધવાના પણ પ્રયત્નો કરવા લાગ્યા. સેકડો સન્યાસીઓને સૈનિકો પકડી લાવ્યા હતા. અને તે તમામને કેદખાનામાં પુરી રાખ્યા હતા. બ્રાહ્મણો, સાધુઓ, અને બાલિકાઓ પર નીસીમ અત્યાચારો કરવા છતાં પણ નરરાક્ષસ જાલીમસિંહની વાસના જરાપણ તૃપ્ત થઇ નહોતી.

આનંદપુરના મહુમ મહારાજા રાજસિંહનો વહીવટ વિજયવંત નીવડ્યો હતો. ત્હેમના રાજ્યકારોબાર દરમ્યાન દરેક પ્રજાજનના હૃદયમાં રામરાજ્યની કલ્પના ઉદ્‍ભવ થઇ ચૂકી હતી. સ્વર્ગસ્થ મહારાણાને પ્રજાનુ સુખદુઃખ જાણવાની દરકાર હોવાથી રાજા અને પ્રજા વચ્ચે પિતા--પુત્ર સમાન સબંધ સર્વદા જોવામા આવતો હતો. અને પ્રાતઃ સ્મરણીય મહારાણા રાજસિંહે આનંદપુર રાજ્યના પ્રજાજનોના હૃદય --મન્દિરમા એક દેવ તરીકે સ્થાન મેળવ્યુ હતુ.



## પ્રકરણ ૧૬ મું.



### " સ્વામી સ્નેહજ્યોતિના મર્મ-પ્રહારો "

'ધન વૈભવ સુખ કી ચાહ નહિ;
પરવાહ નહિ જીવન ન રહે
યદિ ઇચ્છા હૈ યહ હૈ--જગમેં
યહ સ્વેચ્છાચાર-દમન ન રહે.

' શ્રી પથિકજી "

એક દિવસ કેદખાનાનો મુખ્ય રક્ષક આવીને જાલીમસિંહને કહેવા લાગ્યો કે:—

" અન્નદાતા ! આપની આજ્ઞાનુસાર પુષ્કળ સન્યાસીઓને પકડીને જેલમાં પુરી રાખ્યા છે. તેમાથી આપને જે સંન્યાસીની આવશ્યકતા હોય, તેની તપાસ કરીને બીન ઉપયોગી સન્યાસીઓને કેદમાંથી મુક્ત કરવાની કૃપા કરો તો ઠીક ! "

જાલીમસિંહ રાત્રિદિવસ મોજમજાહમાં તલ્લીન રહેતો, તેથી સન્યાસીઓને જોવાનો સમય મળતો નહોતો. અને કેટલાક દિવસોથી તો તે સબધીના વાત પણ ભુલી ગયો હતો. પરન્તુ હવે કેદખાનાના મુખ્ય રક્ષકે આવીને તે બાબતની યાદ કરાવતાં જાલીમસિંહ તુરત જેલમાં ગયો, અને સન્યાસીઓની તપાસ કરવા લાગ્યો આ વખતે સેકડો સાધુ-સન્યાસીઓને કારાવાસમાં પુરી રાખેલા હતા. રાજકુમાર જાલીમસિંહ તે તમામને ક્રમશ: જોવા લાગ્યો. અચાનક તેની દૃષ્ટિ એક ભવ્ય આકૃતિવાન સન્યાસી પર પડી. અને તે મહાપુરૂષને જાલીમસિંહ તુરત ઓળખી શક્યો અને એક અનુચરને રૂવાબદાર અવાજથી કહેવા લાગ્યો.

" જમાદાર ! આ સંન્યાસી મહારાજ સિવાય બીજા બધા સન્યાસીઓને મુક્ત કરો. હું જે વ્યક્તિની શોધમા હતો તે આજ મહાત્મા છે. હવે કોઇ પણ સન્યાસીને કેદખાનામાં રાખવાની અગર પકડવાની આવશ્યક્તા નથી. "

રાજકુમારના હુકમથી સખ્યાબધ કેદીઓને બધનમુક્ત કરવામા આવ્યા. જે સંન્યાસીને જાલીમસિંહે રોકી રાખવાની ઇચ્છા દર્શાવી હતી, તે પણ કેદખાનાની બહાર ચાલ્યા જવા માટે તૈયાર થયા આ

પ્રસગે જેલરે આવીને તેમને રોકી રાખ્યા. અને રાજકુમારનો હુકમ જાહેર કરતાં કહ્યું કે—

" સબુર ! મહારાજ ! ત્હમે જશો નહિ. "

સ્વામી સ્નેહજ્યોતિ અજાયબ થયા અને કહેવા લાગ્યા.

" કેમ ? "

" મહારાણાની આજ્ઞા છે. " જેલરે કહ્યું " અમારા રાજન્ આપને ચાહે છે "

" ભાઇ ! ત્હારો રાજા મ્હને ચાહે એ પણ એક અજાયબી-ભરી વાત છે. મ્હને વારાંગનાઓની પેઠે નાચ–ગાન આવડતાં નથી. "

જેલર ચુપ રહ્યો ઝગડાનું સ્વરૂપ વધારે પ્રમાણમાં જામતા પહેલાં તે સ્થળે જાલીમસિંહ આવી પહોંચ્યો અને સંન્યાસી સ્નેહ-જ્યોતિને એકાંત જગ્યાએ લઇ જઇને પૂછવા લાગ્યો

" સ્વામીજી ! આપ મ્હને ઓળખો છો કે ? "

" હા ! તું આનંદપુરનો મહારાણો કહેવાય છે "

" મહારાજ ! રાજનગરના અરણ્યમાં આપે મ્હને જે ભવિષ્ય–વાણી કહી હતી તે આખરે સાચી થઇ આપ કોઇ માનવ–સ્વરૂપ દેવ છો "

" જ્યોતિષ–શાસ્ત્રના પ્રમાણો કદાપિ મિથ્યા થતાં નથી. "

" મહાત્મન ! આપ કેટલા દિવસથી અહીંયા કેદી તરીકે પુરાઇ રહ્યા છો ? "

" એક માસથી "

" ક્ષમા કરશો મહારાજ ! જે થયું તે ખરું હવે આપને મ્હારી રાજસભામાં સન્માનપૂર્વક રાખવામાં આવશે હું આપને કેટલીક વાતો પૂછવાની, અને મ્હારા હૃદયની શંકાઓનું નિવારણ કરવાની ઇચ્છા રાખતો હતો. "

" ઠીક ! હું બરાબર ખુલાસો કરી શકીશ. "

" સ્વામીજી ! આપના નિવાસસ્થાનમાં એક બાલિકા છે. તે કોણ છે ? અને તે બાળા હાલમાં ક્યાં છે ? "

" કોણ, મ્હારી વિલાસ ! "

" હા. ! "

" કુમાર ! તે મ્હારી શિષ્યા છે અને અત્યારે તે રાજનગરના વનપ્રદેશમાં હોવી જોઇએ. "

" મહારાજ ! તે બાલિકાએ પણ મ્હને એક બીજી ભવિષ્યવાણી કહી હતી. શું તે શબ્દો પણ સત્ય થશે ? "

" જાલીમસિંહ ! મ્હારી વિલાસના વાક્યો પણ નિષ્ફળ ન થાય. કારણ કે–તે પણ એક પરમ વિદુષી છે. "

રાજકુમારની છાતી ધડકવા લાગી. સન્યાસીના શબ્દો સાંભળતાં હેની દ્દષ્ટિએ પેલું ખૂનીખજર દેખાવા લાગ્યું આખરે પોતાના જીવનનો અંત કેવી રીતે આવશે તે જાણવાના હેતુથી નમ્ર અવાજે બોલવા લાગ્યો.

" મહારાજ ! આપને થોડી તસ્દી આપવાની છે કે–મ્હારા ભવિષ્યની ગણત્રી કરીને મ્હારૂં મૃત્યુ ક્યારે અને કેવી રીતે થશે ?

" કુમાર ! ત્હારા પ્રશ્નોનો ખુલાસો હુ કરી શકુ તેમ નથી."

" આપને કહેવુજ પડશે."

" અને કદાચ ન કહું તો ?" સ્વામીજીએ વિનોદાત્મક ચર્ચા ઉપસ્થિત કરવાના હેતુથી કહ્યું.

જાલીમસિંહના હૃદયમાં ક્ષણભર ગુસ્સો જાગ્રત થયો અને પોતાની સત્તાનુ ભાન કરાવવાના હેતુથી કહેવા લાગ્યો.

" મહારાજ ! મ્હારા હુકમનો અનાદર કરનાર વ્યક્તિને ત્હેના જીવનપર્યંત મ્હારા કેદખાનામા પુરાઇ રહેવુ પડે છે."

" પરવા નહિ. !" સ્વામી સ્નેહજ્યોતિ હસીને કહેવા લાગ્યા " જાલીમ ! ત્હારા જેવા જુલ્મી અને સ્વાર્થસાધકના રાજ્યમા જેલ એ તો સિંહોને પુરી રાખવાના પાંજરાં છે. ત્હારા ધમકીના શબ્દોથી હુ જરાપણ ડરતો નથી. સાભળ ! હવે ત્હારૂં મૃત્યુ નજીક આવ્યુ છે."

" હે ! શુ ખરી વાત ?"

" હા ! જાલીમ ! કોઇ પુરૂષ અગર સ્ત્રીના હાથે ત્હારૂં મરણ નહિ થાય. અને સન્મુખ યુદ્ધ કર્યા સિવાય ત્હારો વિનાશ થવો અશક્ય છે."

" જો એમજ થાય તો હવે મ્હને બીલકુલ ડર નથી. પરન્તુ મ્હારૂ મૃત્યુ કેટલા વર્ષ પછી થશે, તે આપ કહી શકશો ?

" હા ! ત્હારા જીવનનો અંત ૭ માસની અંદરજ થઇ જશે. અને જો તેટલી મુદ્દત વીતી જાય તો પછી ત્રીસ વર્ષ સુધી તુ આ દુનિયામા જીવીત રહી શકીશ. મ્હારી જ્યોતિષવિદ્યા ખોટી થાયજ નહિ."

" મહાત્માજી ! આપના શબ્દોથી મ્હને નિઃસીમ સંતોષ થયો

છે. સન્મુખ યુદ્ધ કર્યા સિવાય મ્હારૂં મરણ નહિ થાય. એટલે હવે હું નિશ્ચિત રીતે જીવન વ્યતિત કરી શકીશ. કારણ કે–આ દુનિયામાં મ્હારા મ્હામે યુદ્ધ કરવાની હિમ્મત કરે એવી એક પણ વ્યક્તિની હસ્તી હોય, એમ હું ધારતો નથી. મહારાજ ! હવે આપની ઇચ્છા હોય તે વસ્તુની માગણી કરવાની આપને અભ્યર્થના કરૂંછું."

"કુમાર ! હું જે વસ્તુની માગણી કરૂં, તે વસ્તુ મ્હને તું આપી શકીશ ?"

"હા ! ખુશીથી બોલો !"

"જાલીમસિંહ ! ત્હારા હાથમાં પહેરેલી આ વીંટી મ્હને આપી દે. બસ ! હવે મ્હારી બીજી કંઇ પણ માગણી નથી."

રાજકુમાર જાલીમસિંહે તુરત પોતાની આંગળીમાંથી એક અમૂલ્ય વીંટી કહાડીને પ્રસન્નતાપૂર્વક સ્વામી સ્નેહજ્યોતિના હાથમાં આપી. આ વીંટી પ્રાપ્ત થતાં સન્યાસીના દિલમાં અવર્ણનીય આનંદ થયો. અને સત્તાના-યુવાનીના-સંપત્તિના-તથા રાજના મદમાં અંધ બનેલા નરાધમ જાલીમસિંહને ઉપદેશાત્મક બે-બોલ કહેવા લાગ્યા.

"કુમાર ! હું તહને અત્યારે રાજધર્મના સર્વોત્તમ સિદ્ધાન્તો કહેવાની ઇચ્છા રાખુંછું માટે ! જાલીમસિંહ ! રાજ્યોમાં વિવિધ પ્રકારના કાવાદાવા ઓતપ્રોત થઇ ગએલા હોવાથી "**રાજેશ્રી તે નર્કેશ્રી.**" આ રહસ્યમય વાક્ય વિદ્વાનો કહી ગયા છે. આનંદપુરની રાજગાદી ઉપર ત્હારો કાયદેસર હક્ક નહિ હોવા છતાં ત્હારી પાપવૃત્તિએ બધી બાજી પલટાવી નાખી છે અરેરે ! મહારાણાનું દગાથી ખૂન થયું. યુવરાજ વિજયસિંહને જન્મભૂમિનો ત્યાગ કરવો પડયો અને જે રામરાજ્ય કહેવાતું હતું તે અત્યારે તો રાવણનું રાજ્ય બની

ગયુ છે. રાજદ્વારી પડદા પાછળ ખેલાતી રમત તુ પણ રમી લે પોતાના પિતાજીના જીવનનો, અને ભત્રિજાના વાગ્માનો અત લાવીને દગાફટકાથી રાજગાદી મેળવીને ભલે ચાર દિવસ મોજમઝાહ કરી લે મૃત્યુના આખરે માત્ર સ્હાડાત્રણ હાથ જમીન મળવાની છે. આ રાજવૈભવ, આ યુવાની, અને આ સબધીઓ કલ્યાણકારક નથી ખરેખર રાજા થવું એ પૂર્વજન્મના પુણ્યનુ પરિણામ હશે. કે પાપ કર્મનો બદલો મળતો હશે ? તે બાબત સમજાતી નથી.

જાલીમ ! તુ આટલો બધો મગરૂર શા માટે રહે છે ? ત્હારી સત્તા કાળચક્ર આગળ જરાપણ વિસાતમાં નથી. અનેક ચક્રવર્તિ રાજાઓ માટીમા મળી ગયા, અને ત્હેમની મહેલાતોનાં નામ નિશાન પણ શોધ્યાં મળતાં નથી. અત્યારે તો એ રાજભૂવનોમાં કબરો ચણાઇ છે, અને પખીઓના માળા બધાયા છે. સર્વસ્વ ગયુ. માત્ર રહી ગઇ–ત્હેમની અમર નામના ! ! ! ઘણાંયે સ્થળે સ્વર્ગસ્થ રાજાઓના કીર્તિકોટ આકાશ સુધી ચડયા છે, અને ત્હેમનાં સત્કર્મોનાં ગુણગાન ગવાય છે પોતાના રાજધર્મનું યથાર્થ પાલન કરનારા રાજાઓના અવસાન પછી ત્હેમની પ્રજા તે પ્રાતઃસ્મરણીય અમર આત્માની શુદ્ધ ભાવનાથી સુખશાન્તિ ઇચ્છે છે.

જે આનદપુરની રાજગાદી ઉપર બળવતોને સ્થાન હતુ, તેજ સ્થળે અત્યારે એક નામર્દ, મોહાંધ, અને જુલ્મગાર વ્યક્તિ બેસે છે. જે પ્રજા પોતાના રાજાને રામસ્વરૂપ માનીને પૂજન કરતી હતી, તે પ્રજાજનો આજે ત્હને રાક્ષસરૂપ સમજીને ત્હારા નામ પર થુકે છે. નરાધમ જાલીમ ! યાદ રાખજે કે–ત્હારા મરણ પછી તમામ પ્રજાજનો કહેશે કે, અમ્હારૂં પાપ ગયું, અમ્હારો રક્ષક નહિ–પણ ભક્ષક

ગયો, અને અમ્હારો રાજા નહિ–પણ અમ્હેજ આપેલી સત્તાનો ઇરાદાપૂર્વક દુરૂપયોગ કરી રાજહક્કના બ્હાનાથી લુંટ કરનારો ભયંકર લુટારો ગયો. ' બસ ! આજ ત્હારી અમર નામના. (!) "

સ્વામી સ્નેહજ્યોતિના મર્મ પ્રહારો સાંભળી રહેલા જાલીમસિંહના હૃદયમાં ક્રોધ અને તિરસ્કાર જાગ્રત થતાં ત્હેણે ભવાં ચડાવ્યાં, અને હોઠ કરડવા લાગ્યો સ્વામી સ્નેહજ્યોતિના શબ્દો હવે ત્હેનાથી સહન થયા નહિ. તેથી પોતાની તલવાર મ્યાનમાથી બહાર કહાડીને સન્યાસીનો શિરચ્છેદક કરવાનો. અને પોતાના અપમાનનો બદલો લેવાનો વિચાર કરવા લાગ્યો. ત્હેના દિલમાં સ્વમાનની લાગણી ઉપસ્થિત થતા મ્યાનમાંથી અડધી તલવાર બહાર કહાડીને રૂવાબદાર અવાજથી કહેવા લાગ્યો —

" મહારાજ ! જરા વિચાર કરીને બોલો, હું કોણ છું–તે ! ત્હમને ભાન છે કે નહિ ? મ્હારૂં અપમાન—"

" ચુપ રહે ! નાદાન !" સ્વામી સ્નેહજ્યોતિએ કહ્યું. ચતુર અને નિઃસીમ બળધારક સંન્યાસી રાજકુમારનો મનોભાવ તુરત સમજી ગયા, અને પોતાની ઝોળીમાથી એક તેજોમય ખજર બહાર કહાડીને કહેવા લાગ્યા.—

" કુલાંગાર કુમાર ! મ્હારા છેવટના બે–બોલ સાંભળી લે, હું જે શબ્દો બોલું છું તે કંઇ મ્હારાથી અજાણ્યા નથી હું ઇરાદાપૂર્વક ત્હારૂં અપમાન કરતો નથી, પણ ત્હારા જેવા રાજસત્તાના મદમાં અંધ બનેલાને જ્ઞાન–ચક્ષુઓ આપીને સન્માર્ગ દર્શાવું છું પરદેશી યવનોના ગુલામ તરીકે તું સુરક્ષિત હોય એમ માને છે, અને વિદેશી લોકોની મદદથી ત્હારી સત્તા અખંડ રાખવાની યુક્તિઓ કરે છે, પરન્તુ યાદ

રાખજે કે-આખરે પરિણામ ત્હારા વિનાશમાંજ આવશે ખરા હક્કદાર યુવરાજ વિજયસિંહને પાછો બોલાવીને ત્હેનો રાજ્યાધિકાર સોંપી દેવાની ઉદારતા બતાવ. એમ કર્યા સિવાય ત્હારૂં કલ્યાણ થવાનું નથી ત્હારી લોભવૃત્તિને સદાને માટે નાબુદ કરવી એજ શ્રેયસ્કર હોઇ શકે. ”

સ્વામી સ્નેહજ્યોતિના મર્મ-પ્રહારો એક પથ્થરના પુતળાની માફક સ્થિર રહીને જાલીમસિંહ સાંભળી રહ્યો હતો. સન્યાસીના તપોબળ આગળ ત્હેનું શારિરીક બળ શિથીલ થઇ ગયું હતું. અને હૃદયમાં ઉભરાતી ઉર્મિઓ હૃદયમાંજ સમાઇ જવા લાગી હતી. સંન્યાસીના શબ્દ-પ્રહારો ફરીથી ચાલુ થયા.

“ જાલીમસિંહ ! થોડા સમયથી તુ રાજા બની ચૂક્યો છે. પરન્તુ ત્હને રાજધર્મનું જરાપણ ભાન નથી. એક રાજા તરીકેની ફરજ શું હોઈ શકે ? તે હું સંક્ષિપ્તમાં ત્હને કહી સંભળાવુંછુ અને મ્હારા તે શબ્દોની ત્હારા દિલમાં બરાબર અસર થાય એવી આશા રાખુંછું. આપણા શાસ્ત્રકારોએ રાજધર્મના ઉત્તમોત્તમ સિદ્ધાન્તો બનાવ્યા છે, તે અમૂલ્ય સૂત્રોનુ સર્વાંશે પાલન કરવાથીજ રાજાનું કર્તવ્ય અદા થઇ શકે છે. કહ્યું છે કે—

“ श्री वै राष्ट्रम् । श्री वै राष्ट्रस्य भारः । श्री वै राष्ट्रस्य मध्यम् । क्षेमो वै राष्ट्रस्य शीतम् ॥ विड् वै गमो राष्ट्रपसो राष्ट्रमेव विश्या हन्ति तस्माद्राष्ट्री विशं घातुकः । विशमेव राष्ट्रीयाद्यां करोति तस्माद्राष्ट्री विशमत्ति न पुष्टं पशुमन्यत इति ” ॥ श० कां० १३ अ० २ ब्रा० ३

"વિદ્યા આદિ ઉત્કૃષ્ટ ગુણરૂપ નીતિનેજ "રાષ્ટ્ર" નામથી ઓળખવામા આવે છે, અને એજ વિદ્યા રાષ્ટ્રશ્રી રાષ્ટ્રની સામગ્રી છે ગાષ્ટ્રનો મધ્યભાગ પણ એજ છે, અને રાષ્ટ્રનુ જે સંરક્ષણ તેજ રાષ્ટ્રનુ શયન અર્થાત્ ઉપદ્રવહીન સુખ છે. '**જે રાષ્ટ્રમાં સભા વિના રાજા પોતે એકલો નિરંકુશ થઇને રાજ્ય કરતો હોય છે, તે રાષ્ટ્રના પ્રજાજનો નિરંતર દુઃખી અને દુઃખીજ રહ્યા કરે છે.**' એટલા માટે એકજ મનુષ્યના હસ્તમાં રાજ્યતંત્ર કદાપિ ન સમર્પવુ જોઇએ કારણ કે. એકજ મનુષ્યથી રાજ્યનો યથાર્થ પ્રબંધ કદાપિ નથી કરી શકાતો. જ્યા એટલા રાજનાજ હાથમાં શાસનતંત્ર હોય છે, ત્યાં રાજા રાજ્યના પ્રલોભનથી પ્રજાનો ભક્ષ કરી જાય છે. અને પોતાના સુખોપભોગ માટે પ્રજાનાં ઉત્તમ સુખ-સાધનોને હરી અથવા છીનવી લે છે. માત્ર એટલુંજ નહિ પણ પ્રજાને પીડતો રહે છે. જેવી રીતે માંસાહારી મનુષ્ય કોઇપણ પુષ્ટ પશુને જોતાની સાથેજ ત્હેને ખાઇ જવાની ઇચ્છાથી મારી નખવાને તૈયાર થઇ જાય છે, તેવીજ રીતે નિરંકુશ સત્તાધિશ રાજા 'મ્હારા રાજ્યમા કોઇ પણ મનુષ્ય મ્હારા કરતાં અધિક ઐશ્વર્યવાન ન થવો જોઇએ,' એવી સંકુચિત ભાવનાથી પોતાના રાજ્યમાંના કોઇ પણ મનુષ્યની ઉન્નતિને સહન કરી શકતો નથી. આ સર્વ પરિસ્થિતિઓનો વિચાર કરીને સભાદ્વારા રાજશટક ચલાવવામાંજ સુખ તથા નિર્ભયતા સ-માએલા છે, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. જાલીમ ! રાજસભાના પ્રબંધથી પ્રજાનું જે યથાવત્ પાલન કરવામા આવે છે, તે પોતાના ઇષ્ટને સિદ્ધ કરનારૂં એટલે કે ઉત્તમ પ્રકારના ઇચ્છિત સુખને સમર્પ-નારૂં છે. અને જે રાજકર્મ દુષ્ટોનું દમન તથા સાધુ જનોનુ પાલન કરનાર હોય છે, તેનેજ 'સામ્રાજ્ય'ના નામથીજ ઓળખવામાં આવે

છે. પ્રજાની યોગ્ય સલાહનો ઈરાદાપૂર્વક અનાદર કરીને ફક્ત ત્હારી રાક્ષસી તૃષ્ણા પરિપૂર્ણ કરવા માટેજ રંક રૈયતને સત્વહીન બનાવી દેનારા જાલીમ ! ત્હને ધિક્કાર છે ! તુ રાજા નથી, પણ મનુષ્યરૂપે એક રાક્ષસ છે. અરે ! હું ત્હને કોની ઉપમા આપુ ? તે પણ મ્હને સુઝતું નથી. મ્હારા છેવટના શબ્દોનું પાલન કરવામાંજ ત્હારૂં હિત સમાએલુ છે. યુવરાજની ગેરહાજરીમાં રાજકીય ઉન્નતિમા પ્રજાના અવાજને સ્થાન આપવાનુ વિસ્મૃત કરીશ નહિ. અને ત્હારી વિલાસી અભિલાષાઓ પરિપૂર્ણ કરવા માટે રૈયતના ધનને વિલાસની તૃપ્તીના સાધન તરીકે ગણીને પ્રજામતની ઉપેક્ષા કરીશ, તો અવશ્ય ત્હારૂં રાજ્ય નષ્ટ ભ્રષ્ટ થઇ જશે. યુવરાજ વિજયસિંહનો જન્મસિદ્ધ હક્ક ત્હેને સોંપી દેવા માટે ઇનકાર કરીશ, તો આખરે પ્રજાના ક્રોધાગ્નિમાં ત્હારા જીવનની અને સર્વસ્વ સાધનોની આહુતિ અપાઇ જશે, એ નિ:સંશય છે. ”

સ્વામી સ્નેહજ્યોતિ હવે ઉભા થઇને ચાલવા લાગ્યા. ત્હેમના જુસ્સાદાર શબ્દોએ જાલીમસિંહને ક્ષણભર નમ્ર બનાવ્યો હતો. ત્હેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. અને સન્યાસીના ચાલ્યા ગયા પછી તુરત પોતાના મહેલમા આવીને રાજબા પાસે ઉભો રહ્યો જાલીમસિંહની આંગળીમાં વીંટી નહિ જોવાથી રાજબા એકદમ ચમકી, અને ગભરાઇને પૂછવા લાગી

“ ત્હમારી વીંટી ક્યા ગઇ ? ”

“ રાજબા ! એ વીંટી તો મ્હે એક સન્યાસીને બક્ષીસ આપી દીધી ”

‘ અફસોસ ! ’ રાજબાએ નીસાસો નાખીને કહ્યું. “ આ

ત્હમારી એક અસાધારણ ભૂલ થઈ. જે વીટીના ઉપર આનંદપુરના રાજ્યચિન્હની નીશાની છે, અને જે વીટી ફક્ત રાજગાદીના હક્કદારના કબજામાંજ ર્‍હેવી જોઇએ, તે વીટી આમ ઈનામમાં આપતા અગાઉ ત્હમે જરાપણ વિચાર કર્યો નહી ? "

" મ્હારી ભૂલ થઇ. વ્હાલી રાજબા ! તે સન્યાસીને મ્હે આપેલી વીટી પાછી મેળવવા માટે હવે પ્રયત્ન કરીશ. "

સવાદ પુરો થયો. રાજકુમાર જાલીમસિંહ પોતાની પ્રિયતમાના પાસેથી ઉઠીને રાજસભામાં આવ્યો. અને સ્વામી સ્નેહજ્યોતિને પકડી લાવવા માટે સૈનિકોને હુકમ કર્યો. ત્હેની આજ્ઞા થતાં ફરીથી સખ્યાબધ સન્યાસીઓની ધરપકડ થવા લાગી. અને ચોતરફ અત્યાચારનું સામ્રાજ્ય વ્યાપી ગયું



# પ્રકરણ ૧૭ મું.



## " પ્રેમ-પ્રભાવ "

" પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો "

" પ્રિતમ. "

રાજનગરના પર્વતોનાં શિખરે શિખર અને ગામેગામ નિરંજનની આજ્ઞાસૂચક ધ્વજા વિદ્યુત્ વેગથી ફરી રહી છે. ભીલજાતિમાં નવિન આન્દોલન ઉપસ્થિત થતા તમામ લોકો શસ્ત્રો ધારણ કરીને દેવમન્દિર તરફ જવાની તૈયારી કરવા લાગ્યા હતા. 'હવે યુદ્ધ થશે' એ વિચાર કરતા ભીલ લોકો અત્યંત ઉત્સાહથી એકઠા થતા હતા. નીરંજન તેમનો નેતા છે-અધીશ્વર અને દેવ છે. તેના હુકમનું પાલન કરવામાં તમામ ભીલો પોતાના જીવનની સાફલ્યતા સમજતા હતા.

દેવમન્દિરની જરા દુર એકાન્ત સ્થળે એક બાલિકા બેઠી હતી. અને પોતાના હાથમાં વીણા લઇને મધુર સ્વરે ગાતી હતી.

### ( સંગીત )

" ધારી પ્રજાપર ચાહના, જે રાજ્યની રક્ષા કરે.
નીજ રાષ્ટ્રની રચના સદાયે, જે અનુપમ આદરે.
અમ દેશમાં સુખ સ્વર્ગના, જે સ્નેહથી ઉતારશે;
ફરશે મિતાગે રાજ્યનો, એ સમય ક્યારે આવશે ?
" વિક્રમસમા પરદુઃખભંજન, નર શિવાજી સમા;
રાણા પ્રતાપ સમા પ્રતાપી પામ્યા વિરની ઉપમા

એ પૂર્વજોનાં પૂનિત પગલે, ધર્મરાજ્ય ચલાવશે;
રૈયત સદા પુજન કરે, એવા નૃપો ક્યારે થશે ?
" મ્હારી પ્રજા જો દુ:ખમાં તો-સુખ આ શા કામનાં ?
જાહોજલાલી શું કરૂં ? જો ના પ્રજા આનંદમાં.
રૈયત સદા રડતી રહે તો-રાજની કિર્તી જશે;
એવા વિચારક રાજવી, અમ દેશમાં ક્યારે થશે ? "
" સત્તા મળી પણ શું થયું ! જો કાર્ય ના ઉત્તમ કર્યા.
વૈભવ મળ્યા શા કામનો ? જો કષ્ટ ના દિનનાં હર્યા.
રાજા પ્રજાના ઐક્યના સુખ સર્વદા ઉપજાવશે;
સાચા પ્રીતધારક અમ્હારા રાજવી ક્યારે થશે ?
" અમ દેશમાં આજે અરેરે ! દુર્દશા દેખાય છે;
રક્ષક મટી ભક્ષક બન્યા, હા ! શ્રેષ્ટતા ભૂલાય છે.
કીરતાર આ સંસારમા ક્યારે સમય પલટાવશે ?
શ્રીરામરાજ્યની ભાવના અમ હૃદયમાં ક્યારે થશે ?

" વિદ્યાકાન્ત. "

બાલિકાનુ ગાન બંધ થયુ ત્હેના મનમોહન મધુર અવાજથી અને વીણાના હૃદયરંજન રણકારથી નિર્જન વનપ્રદેશમાં ચોતરફ આનંદમય વાતાવરણ લાગતુ હતુ. બાલિકાએ હવે વીણાને નીચે મુકી, અને કંઇક અપૂર્વ કલ્પનાઓ કરવામાં તલ્લીન બની ગઇ. એજ વખતે એક વ્યક્તિએ આવીને ત્હેના માથાપર હાથ મુકયો. વીણાના અને બાલિકાના આલ્હાદજનક અવાજથી મુગ્ધ થઇને મૌનધારણ કરીને ઉભા રહેલા સ્વામી સ્નેહજ્યોતિ એ બોલવા લાગ્યા.

" વિલાસ ! શું કરે છે ?

બાલિકા ચકિત થઇ, મધ્યરાત્રિના અંધકારમાં સન્યાસીની દિ-વ્યમૂર્તિ સહજ ઓળખાઇ ગઈ. તે જરા હસી, અને કહેવા લાગી.

"પિતાજી ! આપ અહીં ક્યારના આવ્યાછો ? "

'થોડા સમયથી" સ્વામીજીએ કહ્યું."

"શુ કરૂં ? મ્હારૂ ચિત્ત આજે અસ્વસ્થ હોવાથી અહી એકાન્ત સ્થળે આવીને જરા વીણા વગાડીને હૃદયને શાન્ત કરતી હતી "

"વિલાસ ! અત્યારે હવે સંગીત કરવાનો સમય નથી, નીરંજનની આજ્ઞાસૂચક વાવટો બ્રીહ્મમહ્મા કરીવળ્યો હશે, અને હુ ધારૂછુ કે–આવતી કાલે તમામ બીન્નસંવંકા હથીયારબંધ અહી આવી પહોંચશે થી હવે ત્હારે કઇ રચનાત્મક કાર્ય કરવાની ખાસ જરૂર છે."

"પિતાજી ! હુ શુ કરૂ ? "

"યુવરાજ વિજયસિંહના સાથે ત્હારૂ લગ્ન કર ! "

"મુરબ્બી ! મ્હારે પરણવુજ નથી, અને તમે વારવાર મ્હને લગ્ન કરવાની સૂચના કરોછો. બળ્યુ ! પરણવામા તે કેવુ સુખ સમાએલુ હશે ? અરે ! લગ્નબંધનમાં બંધાયા પછી મ્હારૂ સ્વાતંત્ર્ય તો સદાને માટે નાબુદ થવાનું ને ? "

"વિલાસ ! દુનિયાના વ્યવહારમાં લગ્ન એ ખાસ આવશ્યક વસ્તુ ગણાય છે."

"ક્ષમા કરશો. પિતાજી ! મ્હારે દુનિયાના બાહ્ય વ્યવહારની જરાપણ દરકાર નથી. મ્હે આપને ત્રણ વખત મ્હારી મનોભાવના જાહેર કરી છે, મ્હારા સુખની ખાતર દેવી પ્રભાવતીના પ્રણયમાર્ગમાં એક મજબુત દીવાલ બાંધીને વિઘ્નરૂપ નથી થવું ! "

" વિલાસ ! મ્હારી ભોળી વિલાસ ! આનન્દપુર રાજ્યના અભ્યુદય માટે, વિજયસિંહના કલ્યાણ માટે, અને મ્હારી પ્રતિજ્ઞાની સફળતા માટે ત્હારે લગ્ન કરવુંજ પડશે. "

" શું હું મહારાણી થઇશ ? "

' હા ! પ્રભુની એવીજ મરજી છે. ત્હારા હાથમાં રાજવૈભવ ભોગવવાની રેખાઓ જોતા મ્હને ખાત્રી થાય છે કે–તું અવશ્ય યુવરાજની હૃદયેશ્વરી થશે. "

" પ્રભુની મરજી ભલે હો ! પણ મ્હારી મરજી નથી. શું ત્હમારે મ્હારી અનિચ્છા હોવા છતા પરાણે લગ્ન કરાવવું છે ? "

" વિલાસ ! અવિવાહીત રહીને તું શું કરીશ ? હવે મ્હારા દેહનો ભરોસો નથી. હું મૃત્યુને શરણ થાઉં તો પછી ત્હારી શી દશા ? "

પિતાજી ! મ્હને તો જીવનપર્યંત સન્યાસિના વેશમાં રહીને મ્હારા દેશની સેવા કરવાની જીજ્ઞાસા છે, આપના મરણ પછી મ્હારૂં શું થશે ? એ બાબતની ફીકર કરવી અનુચિત છે. "

" તું વિજયસિંહને ચાહે છે ? "

" મુરબ્બી ! પ્રેમનાં તત્વો આપના જેવા યોગીઓ ન સમજે. જ્યાં સુધી સન્નારી પ્રભાવતીને મ્હે જોયાં નહોતાં, ત્યાં સુધી મ્હારા હૃદયમા યુવરાજ પ્રત્યે ચાહના ઓતપ્રોત થઇ રહી હતી. પણ જ્યારે તે પરમ પતિવ્રતા દેવીનાં દર્શન થયાં, તેજ સમયથી મ્હારો સ્વાર્થસાધક પ્રેમ પલટાઇ ગયો. હું વિજયસિંહને ચાહુંછું, પરન્તુ તે ચાહના મ્હારા હિતાર્થે નથીજ. પિતા ! મ્હે સ્વાર્થત્યાગની દીક્ષા લીધી છે. તેથી હવે મ્હને મીઠા શબ્દોથી જરાપણ લોભાવશો નહિ. "

"તુ વિજયસિંહને ચાહે છે, એ વાત તો ખરી થઇ, હવે ત્હેના દુઃખનુ નિવારણુ કરવાની ત્હેં શી વ્યવસ્થા કરી છે. ચાલ ! વિલાસ ! અત્યાર તુ વિજયસિંહના પાસે જા ! અને હવે શું કરવુ ? એ બાબતની ચર્ચા કરીને છેવટના નિર્ણય કરી આવ !"

વિલાસે હવે પ્રત્યુત્તર ન આપ્યો, સ્વામી સ્નેહજ્યોતિ ત્હેને મૌન રહેલી જોઇને કહેવા લાગ્યા —

"જો તુ વિજયસિંહની પ્રિયતમા થવાની ઇચ્છા રાખતી ન હોય તો કઇ હરકત નથી. યુદ્ધની પુર્ણાહુતિ થયા પછી યુવરાજનો ત્યાગ કરીને કોઇ એકાન્ત સ્થળે જઇને યોગ સાધના કરજે. પણ હાલ પુરત તો ત્હારે લગ્ન કરીને આનંદપુર રાજ્યની મહારાણીનો અધિકાર મેળવવાની ખાસ આવશ્યકતા છે કેમ ! મ્હારૂં કહેવું ત્હને રૂચીકર લાગે છે ને ?"

"પિતાજી ! આપ જ્યારે જ્યારે મ્હને કઇ આજ્ઞા કરોછો, તેજ સમયે હુ તેનુ પાલન કરૂછુ. દીવાનીનો વેશ લઇને રાજસભામાં ગઇ, દેવી પ્રભાવતીના પાસેથી સન્યાસિની સ્વરૂપે જઇને વીંટી લઇ આવી, જાલીમસિંહને ભયભીત કર્યો, અને યુવરાજનુ ખૂન થતું અટકાવીને અહીં રક્ષણુ કર્યું. હવે આનન્દપુરની રાજગાદીના ખરા હક્કદારનો અધિકાર સ્થાપિત કરવા માટે મ્હારા ભીલ-સેવકોને સન્દેશો પહોંચાડીને યુદ્ધ કરવાની યોજના કરી છે. અને એક નિરાધાર રાજકુમારની અપુર્વ સેવા કરીને હૃદયમાં-આનન્દ પામુછું. પિતાજી ! હવે સહન નથી થતુ. હુ પણ એક સ્ત્રી જાતિ છુ મ્હારા હૃદયમાં એટલું બળ નથી. કે જેથી હુ અધિક કષ્ટ હવે સહન કરી શકુ સ્ત્રીઓના હૃદયની આપને પરીક્ષા ન હોય. અબળાઓના અંતઃકરણમાં

ઉછળી રહેલા તરંગો સરિતાના જળની માફક દીલમાંજ સમાઇ જાય છે. અરર! પિતાજી! રાતદિવસ પરિશ્રમ કરીને મ્હને આટલુ બધુ જ્ઞાન શા માટે આપ્યું ? "

વિલાસથી વધારે બોલી શકાયું નહિ. ત્હેની આંખોમાંથી અશ્રુ-પ્રવાહ ચાલવા લાગ્યો. અને ઉભી થઇને સ્વામી સ્નેહજ્યોતિને વળગી પડી થોડા સમય સુધી બન્ને ચુપ રહ્યાં. છેવટ વિલાસ આંસુ લુછીને કહેવા લાગી.

" ગુરુજી ! જો આપે મ્હને પ્રભાવતીના પાસે ન મોકલી હોત તો મ્હારી આવી દુઃખમય સ્થિતિ ન થાત ! "

" બ્હેન ! એ બધી ભાગ્યની લીલા છે. આ વખતે પણ વિજય અને પ્રભાવતીના કલ્યાણાર્થે ત્હારે મ્હારી આજ્ઞા મુજબ ચાલવુ પડશે "

વિલાસ ફરીથી રોવા લાગી. તેથી સ્વામી સ્નેહજ્યોતિ ત્હેને ફરીથી આશ્વાસન આપતા કહેવા લાગ્યા.

" ત્હારૂં લગ્ન વિજયના સાથે થાય તોજ આ લડાઇમાં આપણને ફતેહ મળે. યુદ્ધ પુરૂં થયા પછી તુ સંન્યાસિની થજે. "

" શુ આ વાત સંભવિત છે ? કદિ નહિ ! યુવરાજના સાથે લગ્ન સબંધ થયા પછી પતિના પ્રેમ-બંધનમાંથી મુક્ત થવાનુ હૃદયબળ ક્યાંથી લાવુ ? પિતાજી ! લગ્ન અને લડાઇ એ બન્ને વચ્ચે શો સંબંધ હોઇ શકે ? "

" વિલાસ ! એજ બાબત ખાસ મહત્વની છે. વફાદાર અને બહાદુર, પણ અશિક્ષીત ભીલ સેના ગનીમસિંહના લશ્કર સાથે યુદ્ધ કરતાં કદાચ યોગ્ય સાધનો વગર હારી જાય તો તેનું પરિણામ ભયંકર આવે. અને આપણી ધારણા નિષ્ફળ થાય. "

" આપના કહેવાનો મત્યાર્થ મ્હને બરાબર સમજાતો નથી "

" પ્રિય વિલાસ ! ત્હને પોતાની દેવી સ્વરૂપ સમજતા બીજા-સેવકો ત્હારા પતિના રક્ષણાર્થે અને ત્હેના અવિકાર માટે આત્મસમર્પણ કરવા તૈયાર થશે અને છેવટે તેનું પરિણામ આપણા વિજયમાંજ આવશે "

" પૂજ્ય પિતાજી ! આપ મ્હને એક નાના બાળકને સમજાવો, એવીજ રીતે સમજાવીને લાલચમા લપટાવી રહ્યા છો. શું આપના કહેવા પ્રમાણે મ્હારે મહારાણી થવુજ પડશે ? "

" હા ! એજ ત્હારા નસિબમા લખાયું છે. "

" ઠીક ! હુ આપની આજ્ઞાને આધિન થાઉ છું. બસ ! હવે કંઇ કહેવાનુ છે ? "

" ના ! વિલાસ ! છેવટે મ્હારો પરિશ્રમ સફળ થયો. પુત્રી ! ત્હારૂં કલ્યાણ થાઓ ! એજ મ્હારા શુભાશિર્વાદ છે. "

સ્વામી સ્નેહજ્યોતિ અને વિલાસ હવે દેવ-મન્દિર તરફ જવા લાગ્યાં. અને દરવાજો ઉઘાડીને અંદર દાખલ થઈ ભોંયરામાં ગુપ્ત જગ્યાએ જઇને યુદ્ધ-વ્યવસ્થાના વિચારો કરવા લાગ્યાં. અત્યારે વિલાસના હૃદયમા યુવરાજ વિજયસિંહની રમ્યમૂર્તિ રમી રહી હતી. લડાઈના રચનાત્મક કાર્યના વિચારો કરતાં પોતાના પ્રિયપાત્ર સંબધી વિવિધ કલ્પનાઓ ઉપસ્થિત થતી હતી. પ્રેમના પ્રભાવને કોણ જાણી શકયુ છે ? જે વિલાસ થોડા સમય પહેલાં બેદરકાર હતી, તે અત્યારે પ્રેમના રંગોથી રંગાઇ ગઇ, ત્હેના વિચારો પલટાયા, અને યુવરાજ વિજયસિંહની હૃદયેશ્વરી થવા માટે ત્હેનુ દિલ ઉછાળા મારી રહ્યું. અહા ! પ્રેમ ! ત્હને ધન્ય છે ! ત્હારો પ્રભાવજ અજબ છે.

---

# પ્રકરણ ૧૮ મું.

## " એક પ્રાર્થના. "

" પ્રલાપો પ્રેમીના દિલના–સનમ જાણે, ધણી જાણે;
' તું હિ–તું હિ. ' નાદ ઘાયલના–ઘવાયાં હોય તે જાણે.
" વિલાપો જાનકીજીના–બુઝે શું લોક લંકાના ?
પિછાને કોઈ હનુમાના–ખરેખર રામજી જાણે.
" મીરાના પ્રેમ આંસુને–કઠિન રાણાજી શું જાણે ?
બનેલું ઘેલું એ જાણે–ખરૂં શ્રીકૃષ્ણજી જાણે.
" બધી બાજુ ખરાબીની–સખત મસ્તી શરાબીની;
સૂફીઓ હોય તે જાણે–અગર, દિલ્દાર ! તું જાણે.
" જિગર ઉસ્તાદ સાગર શાહ–ડુબ્યું હાં ! પ્રેમ ધર્મ–પ્રવાહ;
ડુબેલા હોય તે જાણે–અગર બસ ૐ **સનમ** જાણે.
" **સાગર.** "

રાત્રિનો સમય હતો. પ્રાતઃકાળ થવાની તૈયારી હતી. અને ભગવાન સૂર્ય નારાયણ નિત્યકર્મ અનુસાર પૂર્વ દિશામાંથી સૃષ્ટિનું અવલોકન કરવા માટે ઉદય થવાનાં આગામી ચિન્હ જણાતાં હતાં. આ વખતે રાજનગરના અરણ્યમાં આવેલા દેવસ્થાનમા બેસીને યુવરાજ વિજયસિંહ પ્રાતઃકાળની પ્રભુપ્રાર્થના કરતો હતો. રાજધાનીનો ત્યાગ કરીને વિજયસિંહ એક વર્ષથી બીરૂ–અસ્માર નીરંજનના રક્ષણમાં આવીને જીવન વ્યતીત કરતો હતો. પોતાની પ્રીયતમા પ્રભાવતીના સમાચાર બાગ મામથી બીલકુલ નહિ મળેલા હોવાથી તેહેના દિલમાં

અસહ્ય વેદના થતી હતી. રાજકુમાર જાલીમસિંહે વિલાસ, તથા વિજયસિંહને પકડવા માટે પોતાના તમામ સૈનિકોને હુકમ કર્યો હતો. તે બાબતની નીરંજનના કહેવાથી વિજયસિંહને ખબર પડી ચૂકી હતી. અસંખ્ય છુપા વેશધારી સૈનિકો રાજનગરના અરણ્યમાં આવીને યુવરાજ, વિલાસ, અને સ્વામી સ્નેહજ્યોતિની શોધ કરતા હતા, પરન્તુ બહાદુર નીરંજનની અસાધારણ કાર્યદક્ષતાથી હજુ સુધી જાલીમસિંહની આશા ફળિભૂત થવા પામી નહોતી. જે દિવસે વિજયસિંહે પોતાની જન્મભૂમિનો ત્યાગ કર્યો હતો, તેજ દિવસે હ્હેનો નીરંજન સાથે મેળાપ થયો હતો. અને નિરાધાર યુવરાજ એક વર્ષથી નીરંજનના રક્ષણમાં રહી શક્યો હતો. સરદાર ચંદ્રકુમાર અગર પ્રભાવતીના કંઈ પણ સમાચાર મળ્યા નહિ. તેથી હવે વિજયસિંહના હૃદયમા ફિકર વધવા લાગી, હ્હેના દિલમા જુદાજુદા પ્રકારની શંકાઓ ઉદ્ભવ થતી હતી, અને હવે રાજપ્રાપ્તિની આશા ક્રમશ ઓછી થવા લાગી હતી.

નીરંજન જે કાર્યો કરતો હતો, તે બાબતની યુવરાજને જરાપણ ખબર પડતી નહોતી. એક વર્ષ પુરૂં થવા છતાં હ્હેણે ફક્ત ત્રણ વખત વિજયસિંહની મુલાકાત લીધી હતી. નીરંજન શુ કરતો હતો? અને ક્યાં રહેતો હતો? તે સંબંધીની હકીકત સ્વામી સ્નેહજ્યોતિ સિવાય બીજા કોઇના જાણવામાં આવતી નહોતી.

પ્રભાતની પ્રભુ—પ્રાર્થના કરતા યુવરાજે ઉંચુ જોયુ તો બરાબર સામે નીરંજન જોવામાં આવ્યો. અને હ્હેના દીલમાં અત્યંત આનંદ થયો. ઘણા દિવસે મુલાકાત થએલી હોવાથી યુવરાજ હર્ષાવેશમા પુછવા લાગ્યો.

" પ્રિય દોસ્ત ! તું આવ્યો ! કહે ! મ્હારી પ્રિયાની ખબર લાવ્યો છે ? "

"દેવી પ્રભાવતી કુશળ છે, ત્હમે ફિકર કરશો નહિ."

"ભાઇ! તે સમાચાર તો મ્હને સ્વામીજી પણ દરરોજ કહે છે, અને આશ્વાસન આપે છે. પરન્તુ તેથી કંઇ મ્હારા મનને સંતોષ થતો નથી."

"યુવરાજ! આજે હું ત્હમને એક ખુશખબર કહેવા માટે આવ્યોછું. અને તે એજ છે કે—દેવી પ્રભાવતી હાલમાં પ્રતાપગઢના કિલ્લામાં રહે છે, અને ત્યાં ત્હેમને એક પુત્રનો પ્રસવ થયો છે."

નીરંજનના શબ્દો સાંભળીને યુવરાજના હૃદયમાં આનંદનો પ્રવાહ ઉછળી રહ્યો થોડા વખત સુધી તો ત્હેનાથી બોલાયુંજ નહિ. નીરંજન પોતાના માટે આટલી બધી તકલીફ ઉઠાવીને મિત્રધર્મ બજાવે છે, એ વિચાર કરતાં ત્હેનું અંતઃકરણ આભારથી ઉભરાઇ ગયું અને તે હૃદયની ખરી લાગણીથી નીરંજનને કહેવા લાગ્યો.

"વ્હાલા મિત્ર! આ સંસારમાં અત્યારે તો ત્હારા વિના મ્હારૂં કોઇ મદદગાર નથી. અરે! ત્હારા આ અત્યુત્તમ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી આપીશ? શું મ્હને રાજ્યપ્રાપ્તિ નહિ થાય? ખરી વાત કહે! મ્હારાથી જરાપણ છુપાવીશ નહિ. આશામાં ને આશામાં સમય વીતાવવા કરતાં નિરાશાવાદી બની જવું એજ સુખદાયક છે.

"યુવરાજ! શું ત્હમે એમ માનોછો કે—હું કંઇપણ દીલચાલ કરતો નથી? અગર તો ત્હમારા પાસે ખરી વાત છુપાવીને માત્ર બાહ્ય-આડંબર ધારણ કરૂંછું."

"! મ્હારા વફાદાર સુહૃદ ક્રોધ કરીશ નહિ. મ્હારા મનની અવસ્થા સમજીને પણ મ્હારા પ્રત્યે માઠું લગાડીશ નહિ. હું આશા-

વાદી બની રહ્યો હતો, પણ હવે તે આશા દરરોજ ઓછી થાય છે અને નિરાશા ધારણ કરવાની અનિચ્છાએ ફરજ પડી છે. હાય ! મ્હારા નસીબમાં શું લખાયુ હશે ? મ્હારા દિલદાર દોસ્ત ! હુ ત્હને કાની ઉપમા આપુ ? અને કેવા શબ્દોથી ત્હારા સાત્વિક–સ્નેહનુ વર્ણન કરૂં ? અત્યારે તુજ મ્હારો સાચો સ્હાયક છે. હવે મ્હને રાજ્યાધિકાર મળે તોયે શુ ? અને કદાચ ના મળે તોયે શુ ? બસ ! મ્હારી વ્હાલી પ્રભાવતીને તુ અહીયાં લઇ આવ. અમ્હે બંને આ અરણ્યમાંજ પર્ણકુટી બનાવીને તેમાં રહીશું. અને ત્હારી શિતળ છાયામાં જીવન વ્યતિત કરીશુ."

યુવરાજ વિજયસિંહનાં કરૂણાજનક વાકયો સાંભળીને નીરંજનની આંખોમા આસુ ભરાઇ આવ્યાં. પરન્તુ તે અશ્રુપ્રવાહને બળપૂર્વક રોકીને કહેવા લાગ્યો.

"મ્હારા માલીક ! યુદ્ધ કર્યા વિના કોઇપણ પ્રકારથી દેવી પ્રભાવતીને અહીં લાવી શકાય તેમ નથી. કારણ કે–જાલીમસિંહના જાસુસો રાત્રિ દિવસ પ્રતાપગઢના કિલ્લાની આસપાસ ફર્યા કરે છે. તેથી આ કામ સહજમાં થવું અસંભવીત છે. હુ પણ દેવી પ્રભાવતીને જાસુસના વેશમાંજ મળવા માટે ગયો હતો, અને ત્યાંથી ઉલ્લાસની ચતુરાઇથી સહી સલામત રીતે છટકી આવ્યો છું. હુ આજે પિતાજીના પાસેથી એક વસ્તુ લાવ્યો છુ. તે જુઓ ! શું આ વસ્તુ તમે ઓળખી શકશો ?"

આનંદપુર રાજ્યનુ મુખ્ય ચિન્હ જે વીંટી હતી, તેજ વીંટી નીરંજનના પાસે આવેલી જોઇને યુવરાજ વિજયસિંહ હર્ષાવેશમાં આવી ગયો. અને તેણે તે વીંટી લઇને તુરત પોતાની આંગળીમાં

પહેરી લીધી. આ વીંટી જાલીમસિંહના પાસેથી કેવી રીતે આવી ? તે જાણવાના હેતુથી વિજયસિંહ પૂછવા લાગ્યો.

" ભાઇ ! આ વીંટી તું ક્યાંથી લાવ્યો ? "

" સ્વામીજીના પાસેથી. " નીરજને કહ્યું.

" આનંદપુર રાજ્યના ચિન્હ તરીકે ઓળખાતી આ વીંટી સ્વામીજીના હાથમાં કેવી રીતે આવી ? "

" રાજન્ ! થોડા દિવસ પર સન્યાસી મહારાજ જાલીમસિંહના કેદખાનામાં એક મહીના સુધી પુરાઇને બંધન મુક્ત થયા હતા, અને ત્હેમની તથા જાલીમસિંહની મુલાકાત થઇ હતી. આ વખતે રાજકુમારે સ્વામીજીની માગણીથી આ વીંટી બક્ષીસ આપી દીધી. "

" બસ ! હવે ભય નથી. જે વ્યક્તિના હાથમાં આ વીંટી હોય છે, તે આનંદપુરની રાજગાદીનો માલીક ગણાય છે. અને તમામ પ્રજાજનો ત્હેની આજ્ઞાનું-રાજચિન્હનું પાલન તથા રક્ષણ કરવા માટે સર્વદા તૈયાર રહે છે. હવે મ્હારી મહત્વાકાંક્ષાઓ જરૂર સફળ થશે. અને આ વીંટીના પ્રતાપે મ્હારો ગુમાવેલો હક્ક પુનઃ પ્રાપ્ત કરવાની સોનેરી તક મળશે. "

" યુવરાજ ! મ્હેં પણ બધો બંદોબસ્ત કર્યો છે. "

" શું ? "

" મ્હારી ભીલસેનાને આજે અહીંયા હાજર થવા માટે સંદેશો મોકલ્યો છે. અને હું ધારૂંછું કે-મ્હારો વાવટો જોઇને તમામ ભીલસેવકો પોતાનાં હથીયાર સાથે યુદ્ધ કરવા માટે આજે અહીંયાં આવી

પહોંચશે. રાજન્! ભીલજાતિની એક દેવી પણ છે. અને તે બહાદુર બાળા ત્હમને અત્યુત્તમ પ્રકારની મદદ આપી શકશે."

"કોણ? વિરબાળા વિલાસ!"

"હા! અરણ્યબાળા વિલાસ. આ ભાગ્યવતી અને અનેક સદ્‌ગુણાલંકૃત બાળાનું રાજનગર રાજ્યના તમામ ભીલો દેવીસ્વરૂપ માનીને પૂજન કરે છે, અને ત્હેની આજ્ઞા મુજબ રહીને પોતાની સેવકો તરીકેની ફરજ બજાવે છે યુવરાજ! ત્હમારે કુમારિકા વિલાસના સાથે લગ્ન કરવું પડશે."

"હે!" વિજયસિંહ ચમક્યો અને કહેવા લાગ્યો. "શું મ્હારે વિલાસના સાથે લગ્ન કરવું? આમ કરવાનું કંઇ કારણ?"

"રસિક રાજન્! કારણ આ? એટલુંજ કે-દેવી વિલાસના સાથે ત્હમારો લગ્ન-સબંધ થયા પછી ભીલ-જાતિમાં નવચેતન આવશે. અને પોતાની દેવીના પ્રેમપાત્રની ખાતર તમામ ભીલ સેંકો આત્મ સમર્પણ કરશે."

"એક અજાણી બાળા સાથે મ્હારૂં લગ્ન થાય. એ પણ અજાયબ થવા જેવું છે" યુવરાજ વિજયસિંહ હસીને કહેવા લાગ્યો. 'મ્હારા સ્વાર્થની ખાતર પરમ પવિત્ર અને પતિપરાયણ સન્નારી પ્રભાવતીને અન્યાય આપવો એ શું અધર્મ ન કહેવાય? વ્હાલા નીરંજન! તું લગ્નની મહત્તા સમજે છે?"

"હા! અત્યાર સુધી તો સમજતો નહોતો પણ આજે જ્યારે સન્યાસી મહારાજે મ્હને પ્રણય-મીમાંસા સમજાવી, ત્યારે મ્હારા હૃદયમાં નવિન ભાવના જાગ્રત થઇ, અને લગ્નની આવશ્યકતાના સિદ્ધાન્તો સમજી શક્યો રાજન્! બે અપરિચિત પ્રાણીને એકજ સૂત્રમાં બાંધી આપવા. એનેજ લગ્ન-વિધાન કહેવાય છે

આ બંને પ્રેમપાત્રો એકત્ર થઇને ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવે, અને પોતાની દુનિયાદારીની ફરજ સંપૂર્ણ રીતે અદા કરે એજ લગ્નનું પ્રયોજન કહેવાય છે."

" નીરજન ! મ્હેં લગ્ન કર્યું છે, અને મ્હારી ફરજ અદા કરૂંછું."

" રાજન્ ! ત્હમે દેવી પ્રભાવતી પ્રત્યે જેવો પ્યાર રાખોછો, એવોજ પ્યાર વિલાસ પ્રત્યે પણ રાખી શકો. તે બહાદુર બાળા ત્હમને ચાહે છે, અને ત્હમારા પ્રેમની ખાતર હજારો વ્યક્તિઓના પ્રાણાર્પણ કરવાની શક્તિ ધરાવે છે. વિલાસના આવા અનુકરણીય પ્રેમની શું ત્હમે કિમ્મતજ નહિ કરો ?"

" બન્ધુ નીરજન ! તું કદિ કોઇના સાથે પ્રેમના બંધનમાં બંધાયો નથી, એટલે ત્હને હૃદયના ઉચ્ચ અને દંપતિ પ્રેમની પરિક્ષા થાયજ નહિ. સંસારમાં બે પ્રકારનો પ્રેમ જોવામાં આવે છે. જે પ્રેમમા મનુષ્ય પોતાના સ્વાર્થનો ભોગ આપે છે, અને હજારો આફતોને જરાપણ હિસાબમાં ગણતો નથી, એવા પ્રેમને ઉચ્ચત્તમ કહેવામાં આવે છે. સસારિક સગવડો વધારવાથી, અગર પોતાના વિલાસો તૃપ્ત કરવાથી પ્રેમની ખરી ખૂબી સમજાતી નથી. પરન્તુ માત્ર સ્વાર્થત્યાગ કરવાથી, અને પોતાના પ્રેમીના સુખ માટે સર્વદા દરકાર રાખવાથી પ્રેમનો વિકાસ થતો જાય છે. પ્રેમમાં " હું " અક્ષર ભૂલાઇને " તું " થયા કરે, તેજ પ્રેમમાં સાચું સુખ સમાઇ જાય છે આ દુનિયામાં કેટલાક સ્વાર્થસાધક મનુષ્યો ઉપરનો આડંબર ધારણ કરીને પોતાને પ્રેમી હોવાનો દાવો કરે છે, પરન્તુ તે પ્રેમી ઠગારો હોય છે વ્હાલા નીરજન ! ધન વડે પ્રેમની તૃપ્તિ નથી થતી કારણ કે–ધન એ તો નાશવંત વસ્તુ છે, અને પ્રેમ એ અમર વસ્તુ છે

આ બન્ને વચ્ચે કદિ પણ સંબંધ ન હોઇ શકે. હ્રદયનો ખરો પ્રેમ શું ધનથી બદલાઇ શકે છે? પ્રેમ એ શું બજારમાં વેચાતી મળતી કોઇ વસ્તુ છે કે તેને ધન આપીને વેચાણ લઇ શકાય? નહિજ! શુદ્ધ પ્રેમ તો આખી સૃષ્ટિની સંપત્તિ આપવા છતાં પણ વેચાતો ન મળે. પ્રેમ એ હ્રદયનું અદ્રશ્ય ધન છે એક પ્રેમીએ પોતાના પ્રેમપાત્રના માટે આત્મ-સમર્પણ કરવું, એજ સ્નેહ-સામ્રાજ્યનો કાયદો છે. આત્મ-વિસર્જન એ પ્રેમીનો મુખ્ય હેતુ હોવો જોઇએ. એક પ્રેમી પોતાના બીજા પ્રેમીને સુખી કરવાની દરકાર રાખતો હોય, ત્યાં પછી દુઃખને સ્થાન ક્યાંથી હોઇ શકે? નીરંજન! હું પણ એવા ઉત્તમોત્તમ પ્રેમનીજ દરકાર રાખું છું."

યુવરાજ વિજયસિંહના શબ્દો સાંભળીને નીરંજનની આંખો અચાનક આંસુથી ઉભરાઇ જવા લાગી. ત્હેનું શરીર મસ્તકથી પગના પાની સુધી ધ્રુજવા લાગ્યું. અને હવે શું કરવું? યુવરાજને કેવી રીતે સમજાવવો? અને ત્હેની પ્રણય-યાચનાને કેમ સફળ કરવી? એ બાબતના વિચારો કરવા લાગ્યો. નીરંજનની આવી મનોદશા જોઇને વિજયસિંહ ત્હેને કહેવા લાગ્યો

"નીરંજન! મ્હારા હ્રદયાધાર મિત્ર! આ શું? તું શા માટે રડે છે?"

નીરંજન કંઇ બોલ્યો નહિ. કેવળ યુવરાજે ફરીથી ત્હેની મનોભાવના જાણવા માટે પૂછ્યું.

"કેમ! ભાઇ નીરંજન! તું આટલો બધો ગભરાઇ કેમ ગયો?"

"કંઇ નહિ!" દિલની વેદના છુપાવીને નીરંજને કહ્યું. "મ્હારી આંખોમાં આંસુ ભરાઇ આવવાનું કારણ હું પોતે પણ સમજી શકતો

નથી. ઠીક ! હવે હું જાઉં છું. વિલાસના સાથે લગ્ન કરવા માટે હજુ પણ બરાબર વિચાર કરશો. અને મ્હને છેવટનો નિર્ણય જણાવજો. ”

સૂર્યદેવનો ઉદય થયો હતો. યુવરાજ વિજયસિંહના પાસેથી ઉઠીને નીરંજન દેવ-મન્દિરની બહાર આવ્યો અને એક ઉર્દૂ કવિના કાવ્યની લીટીઓ બોલવા લાગ્યો.

" ગયે દોનો જહાન કે કામસે હમ
 ન ઇધરકે રહે—ન ઉધરકે રહે;
ન ખુદાહી મિલા—ન વિસાલે સનમ,
 ન ઇધરકે રહે—ન ઉધરકે રહે. ”

બહાદુર ભીલ-સરદાર નીરંજન પોતાના હૃદયોદ્ગાર વ્યક્ત કરતો ભીલ-સેના પાસે આવી પહોંચ્યો, અને યુદ્ધ વિદ્યાની તાલીમ પામેલા સૈન્યને ભવિષ્યનો કાર્યક્રમ સ્પષ્ટતાથી સમજાવવા લાગ્યો.



# પ્રકરણ ૧૯ મું.

—•—

## " વિગ્રહ-વ્યવસ્થા. "

" સહુ ચલો જીતવા જગ,
બ્યૂગલો વાગે;
યાહોમ કરીને પડો,
ફતેહ છે આગે. "

" કવિ નર્મદ. "

ભીલ-સરદાર નીરંજનની સંજ્ઞાસૂચક ધ્વજાના દર્શન થતાં તમામ ભીલ લોકો સ્વામી સ્નેહજ્યોતિના આશ્રમ પાસે આવીને હાજર થઇ ગયા. અને દેવસ્થાનની આસપાસ પોતાનો મુકામ રાખીને નીરંજનના હુકમની રાહ જોવા લાગ્યા. આ વખતે તમામ ભીલો યુદ્ધ કરવાના સાધનો પોતાના સાથે લેતા આવ્યા હતા અને યુદ્ધવિદ્યા-વિશારદ વિર નીરંજન ત્હેમને નિયત પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપતો હતો. ભીલજાતિમાં શારિરીક બળ, સાહસ, અને નિર્ભયતા સંપૂર્ણ રીતે વ્યાપ્ત થએલાં હોવાથી યોગ્ય તાલીમ મળતાં તેઓ આદર્શ સૈનિકો બન્યા હતા. સાત દિવસ વીતી ગયા, પરન્તુ આ લડાઇ કોના સાથે થવાની છે તે કોઇ પણ ભીલના જાણવામાં-સમજવામાં આવ્યું નહોતું કેટલાક લોકો કહેતા હતા કે-પરદેશી લોકોને હિન્દમાંથી હાંકી કહાડવા માટે આ યુદ્ધની યોજના કરવામાં આવી છે. કોઇ કહેતું કે આપણા દેશના જે રાજાઓ પ્રજાને ત્રાસ આપે છે તે સઘળાને પદભ્રષ્ટ કરવામાં આવશે અને કેટલાકો કહેતા હતા કે-જાલીમસિંહને હરાવીને યુવરાજ

વિજયસિંહનો રાજ્યાધિકાર અપાવવા માટે તજવીજ કરવામાં આવશે સૈનિકો જેમ ફાવે તેમ ખરી ખોટી વાતો કરતા હતા. પણ નિશ્ચયાત્મક સમાચાર જાણી શકતા નહોતા. જાલીમસિંહના અત્યાચારોથી તમામ પ્રજાજનો દુખી થતા હતા, અને તે સંકટનુ નિવારણ કરવા માટે ઉચીત માર્ગનુ શોધન કરતા હતા. નીરંજન જો જાલીમસિંહના સાથે ધર્મયુદ્ધ કરે તો પોતાના મહારાણાને પદભ્રષ્ટ કરીને ત્હેને ન્યાયપુરસર સજા કરવાની પ્રત્યેક મનુષ્યના મનમા નિઃસીમ લાગણી ઉપસ્થિત થઇ હતી.

દેવસ્થાનમાંથી બંસીનો મધુર અવાજ આવવા લાગ્યો, જેવી રીતે યમુનાના કિનારાપર કનૈયાની મોહક મોરલીનો અવાજ સાંભળતાં ગોપીઓ ગાંડી બનીને એકઠી થઇ જતી હતી. એવીજ રીતે ભીલસૈન્ય પણ નીરંજનના બંસીનાદથી એકત્ર થતું હતુ આ દૃશ્ય અપૂર્વ અને આલ્હાદજનક લાગતુ હતુ. સરદાર નીરંજન આવી વ્યવસ્થિત સ્થિતિ જોઇને ખુશી થયો. એક ભીલ બાળક પોતાના માલીકના પાસે વાવટો પકડીને દેવમન્દિરના ઓટલા ઉપર ઉભો રહ્યો. આ વખતે નીરંજનના નામનો જયધ્વનિ થવા લાગ્યો, પણ જ્યારે યુવરાજ વિજયસિંહ દેવસ્થાનમાંથી બહાર આવીને ઉભા રહ્યા, ત્યારે પોતાના ખરા માલીકને —આનંદપુર રાજ્યના મહારાણાને જોતા ભીલ સૈનિકોના હૃદયમાં આનંદ ઉભરાઇ જવા લાગ્યો, અને ' મહારાણા વિજયસિંહની જય " એવા ગગનભેદી પોકારો કરીને વાતાવરણ ગજાવી દીધુ

જયજયકાર કરવાની ગરબડ જ્યારે શાન્ત થઇ ત્યારે નીરંજન ભીલસૈન્ય પ્રત્યે કહેવા લાગ્યોઃ—

" મ્હારા વ્હાલા બન્ધુઓ ! અહીંયા મ્હેં તમને શા માટે બોલાવ્યા છે તેનુ કારણ હું સંક્ષિપ્તમા જણાવુછું આનંદપુર રાજ્યમા

અત્યારે એક જુલ્મી અને પ્રજામતની અવગણના કરનાર વ્યક્તિની સત્તા જામી ગઇ છે. અને પશુતાના પ્રતિનિધિરૂપ લશ્કરી દોર ઉપર આધાર રાખીને રૈયતને અંકુશમાં રાખવાની યુક્તિઓ રચવામાં આવે છે આનું પરિણામ શું? રાજવૈભવનો વિનાશ! " **કોઇ પણ સત્તાને હદ હોવામાંજ તે સત્તાનું વાસ્તવિક સત્તાપણું કહી શકાય છે.** " આપણે આવી નીરકુશ સત્તાનો સ્વિકાર કરીને તેના ગુલામ બનવા, અને આત્મસન્માનથી વિમૂખ થવાની સ્થિતિમાં રહેવુ નથી. ઇતિહાસ સ્પષ્ટ રીતે કહે છે કેઃ–" **દરેક કામમાં પ્રજાજનો ત્હેમના બુદ્ધિબળનાજ પ્રમાણમાં મુક્ત રહી શકે છે.** " ભાઇઓ! આપણા વૃદ્ધ અને પ્રજાપ્રિય મહારાણાશ્રી રાજસિંહનું ખૂન કરીને જાલીમસિંહે દગલબાજીથી રાજ્યાધિકાર મેળવ્યો છે, અને પોતાની પતિત રાજ્યાના, તથા નફટ અને સ્વાર્થસાધક નોકરશાહીના વાજીંત્રરૂપ બનીને ઇરાદાપૂર્વક પ્રજાકલ્યાણની અને રાજધર્મનાં સૂત્રોની ઉપેક્ષા કરી રહ્યો છે. યુવરાજ વિજયસિંહ અહીયાં સહી સલામત રીતે રહી શક્યા છે, એથી ત્હમે બધા ખુશી થશો, અને પ્રભુનો આભાર માનશો.

મ્હારા વફાદાર સૈનિકો! શું કહું? કહેતાં હૃદયના ટુકડેટુકડા થઇ જાય છે, અત્યાર સુધી રાખેલી શાન્તિ અને આશા હવે નાબુદ થયાં છે. અને આ સંસારમાં પ્રજાને પીડવાનો ઇજારો (!) લઇને જન્મેલા નરાધમ જાલીમને ત્હેના પાપકર્મનો બદલો આપવાની લાગણીઓ ઉભરાઇ જાય છે પરમપૂજ્ય સ્વામીજીએ કેટલાક મર્મપ્રહારોથી જાલીમસિંહને રાજધર્મ સબંધી ઉપદેશ કર્યો હતો, પરન્તુ તે બોધવચનોની ત્હેના નિષ્ઠુર હૃદયને જરાપણ અસર થઇ નહિ. ક્યાંથી થાય? જ્યારે વિનાશકાળ નજીક આવતો જાય છે, ત્યારે તે મનુષ્યની

બુદ્ધિ વિપરીત થાય છે. જે વ્યક્તિ માત્ર પોતાના બાહુબળમાંજ શ્રદ્ધા રાખીને રંક રૈયતનું રક્ત ચુસે છે, રાજહક્કના બહાનાથી પ્રજાના વાસ્તવિક અધિકારોને છીનવી લે છે, અને અજ્ઞાન મનુષ્યોને શબ્દ-જાળમાં સપડાવીને પોતાની ગક્ષસી લોભવૃત્તિને તૃપ્ત કરવાની ખાતર પ્રજાના પોકારોને અર્થ વગરના અને હાસ્યજનક માને છે, તે મનુષ્યને પોતાના ધર્મનું ભાન હોયજ નહિ. અરે ! બાર મહિના પહેલાં અખૂટ સાહ્યબીમાં જીવન વ્યતિત કરનાર આપણા મહારાણા વિજયસિંહ પોતાના ભાગ્યદોષના લીધે અત્યારે આવી દુઃખદ સ્થિતિ ભોગવે છે. દુનિયામાં ચડતી અને પડતી સદાકાળ રહેતી નથી. હવે આપણા રાજનનો ગુમાવેલો જન્મસિદ્ધ હક્ક પુનઃપ્રાપ્ત કરવા માટે તૈયાર થવું આવશ્યક છે, અને હું ધારૂંછુ કેઃ—આ સમયે આપણે યુવરાજશ્રીની ઉદ્દેશેચ્છાને સફળ કરવા માટે ત્હેમના સાચા સ્હાયક થઇને પ્રજાધર્મનું પાલન કરવા ભાગ્યશાળી થઇશું.

બન્ધુઓ ! તૈયાર થાઓ ! અને કુલાંગાર જાલીમસિંહને પદભ્રષ્ટ કરીને યુવરાજ વિજયસિંહનો રાજ્યાભિષેક કરવા માટે આપણા જીવ-નની આહુતિ આપીને પણ વિજય ડંકા વગડાવીને કૃતાર્થ થાઓ !"

નીરજનના અસરકારક શબ્દો સાંભળીને ભીલસૈનિકો ફરીથી મ-હારાણા વિજયસિંહની જય ! એવા પોકારો કરવા લાગ્યા. થોડા સમય પછી આ ગરબડ બંધ થતાં નીરજન કહેવા લાગ્યો.

"સ્વામી સ્નેહજ્યોતિની ઇચ્છા છે કેઃ-ત્હમારી દેવી ત્રિરબાળા વિલાસનો લગ્નસબંધ યુવરાજ વિજયસિંહના સાથેજ થાય. અને વિલાસ-વિજયની લગ્નગ્રંથી આપણા રાજ્યના ગૌરવ સમાન મનાય. બન્ધુઓ ! હું પણ એજ ઇચ્છા રાખુંછું કે ત્હમારી સ્નેહતનિ વિલા-

સદેવીનો યુવરાજશ્રી સ્વિકાર કરીને હેનુ હૃદયદાન લેવાની અનુપમ ઉદારતા બતાવશે "

નીરજનના શબ્દો સાંભળીને ભીલ સૈન્ય હર્ષાવેશમાં આવી ગયું. અને કેટલાક સૈનિકો પુછવા લાગ્યા કે —

" મહારાજ ! અમ્હારા દેવી વિલાસ ક્યાં છે ? "

" ભાઈઓ ! ' નીરંજને કહ્યુ ' હાલમાં તે વીરબાળા કઈ અગત્યના કામમા રોકાઈ ગયા છે, તેથી અહીંથી મ્હાર ગયા પછી ત્હમારા પાસે આવી શકશે. "

આ વખતે યુવરાજ વિજયસિંહ મૌન રહ્યો હતો. નીરજને ભીલ સૈન્ય આગળ કહેલી વિલાસના લગ્ન સંબંધી વાત સાંભળીને તે આશ્ચર્યચકિત થયો હતો, પરન્તુ સ્વામી સ્નેહજ્યોતિની આજ્ઞાનો, નીરજન જેવા પ્રિય મિત્રની પ્રાર્થનાનો, રાજભક્ત ભીલ સૈનિકોની સહાનુભૂતિનો, અને દેવબાળા સ્વરૂપ સૌન્દર્યમયી સ્નેહમૂર્તિ વિલાસની ચાહનાનો ઈનકાર કરી શક્યો નહિ હવે યુવરાજના હૃદયમા વિલાસના સાથે લગ્નસંબંધ કરવાની ઇચ્છા ઉપસ્થિત થઈ. અને તે આદર્શ કુમારિકાની પ્રેમમૂર્તિને પોતાના હૃદય–મન્દિરમાં સ્થાન આપવા માટેની વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યો વિજયસિંહના મૌનનો અર્થ નીરજને ત્હેના ઇકરાર રૂપે માની લીધો તેથી તે બાબતનુ વધારે સ્પષ્ટિકરણ કરવા માટે કહેવા લાગ્યો

" મ્હારા બહાદુર સૈનિકો ! આવતી કાલે સ્વારે સ્વામી સ્નેહજ્યોતિ વિર બાલિકા વિલાસ અને યુવકરત્ન વિજયસિંહનો લગ્ન–સંબંધ કરાવી આપશે. અને આ લગ્નોત્સવ સમાપ્ત થયા પછી ત્હમારે દેવી પૂજન કરીને આનન્દપુર નગર રવાના થવાનુ છે. હવે આજથી

હું ત્હમારો સરદાર નથી, મ્હારી તમામ સત્તા અત્યારથી હું યુવરાજ વિજયસિંહને અર્પણ કરૂંછું, અને ત્હેમના દાસાનુદાસ તરીકે મ્હારી ફરજ બજાવવા ભાગ્યશાળી થાઉછું. બન્ધુઓ! આજથી ત્હમે બધા આપણા મહારાણાની–દેવી વિલાસના હૃદયનાથની–અને મ્હારા સન્મિત્રની સેવા કરી ત્હેમની આજ્ઞાને આધિન રહીને ત્હમારી જાતિના ગૌરવની વૃદ્ધિ કરશો. હવે હું ગુપ્તવેશ ધારણ કરીને આનંદપુર તરફ જવાનોછુ અને ત્હમારી મુલાકાત યુદ્ધક્ષેત્રમા લેવાની યોજના કરવાનો છુ"

નીરજનનો વાણી–પ્રવાહ બંધ થયો. આ વખતે ત્રીસ હજારની સખ્યામાં હાજર રહેલા તમામ ભીલોએ પ્રતિજ્ઞા કરી કે—

"અમ્હારા સરદારની આજ્ઞા મુજબ અમ્હારા કર્ત્તવ્યનું પ્રાણાંન્ત સુધી પાલન કરીશુ, અને મહારાણા વિજયસિંહનો રાજ્યાધિકાર પ્રાપ્ત કરાવી આપવામા ત્હેમના સ્હાયક થઇને પ્રજાધર્મ બજાવીશું."

"સાબાશ! મ્હારા વફાદાર મિત્રો! હું ત્હમારો આભાર માનુ છુ. અને મ્હારા દીલની ખરી લાગણીથી જાહેર કરૂંછુ કે–મ્હને ત્હમારી શક્તિ, વફાદારી, અને આત્મસન્માનતાની લાગણી પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ તથા શ્રદ્ધા છે. બોલો! મહારાણા વિજયસિંહની જય!!!"

નીરજનના જયધ્વનિને ભીલસૈનિકોએ વધાવી લીધો. ચોતરફ જયનાદ થવા લાગ્યા અને તમામ મનુષ્યો પોતપોતાનું નિત્યકાર્ય કરવા માટે વિખરાઇ ગયા

યુવરાજ વિજયસિંહના પાસેથી મહારાણાના ચિન્હસ્વરૂપ વીંટી લેવા માટે નીરજને સ્વામી સ્નેહજ્યોતિને મોકલ્યા. અને તે વીંટી મળતા નીરજન ગુમ થઇ ગયો બીજા દિવસે યુવરાજ વિજયસિંહના સાથે વિલાસનુ લગ્ન કરવામ આવ્યુ આ વિવાહોત્સવ પ્રસગે સ્વામી

સ્નેહજ્યોતિએ શાસ્ત્રોક્ત વિધી કરાવી અને બંને પ્રેમપાત્રોને શુભાશિર્વાદ આપ્યા બીજા સૈનિકોએ પણ પોતાની દેવી સ્વરૂપ વિલાસના તથા આદર્શ રાજન્ વિજયસિંહના લગ્ન પ્રસંગના દિવસને એક અપૂર્વ પ્રસંગ માનીને આનન્દોત્સવ તરીકે ઉજવ્યો. અને પોતાના હૃદયની નિ:સીમ પ્રસન્નતા પ્રદર્શિત કરી.

---

## પ્રકરણ ૨૦ મું.

### "કપટ-નાટકનો બીજો પ્રવેશ."

**"રાવણે પરદારાનું હરણ કરવામાં કેમ દોષ જાણ્યો નહિ? તેમ રામે પણ સોનાના મૃગને અસંભવિત કેમ માન્યો નહિ? અને યુદ્ધિષ્ઠિરે એકાએક જુગાર રમીને કેમ અનર્થ વહોરી લીધો હતો? માટે જ્યારે વિપત્તિ પાસે આવે છે, ત્યારે મનુષ્યની મતી પલટાઈ જાય છે."**

**"સદ્બોધ સંગ્રહ."**

× × × ×

સન્યાસી સ્નેહજ્યોતિની ભવિષ્ય-વાણી સાંભળીને જાલીમસિંહના હૃદયમાં જરા શાન્તિ થઇ હતી. વિલાસનો ભય હવે ત્હેને લાગતો નહોતો. અને પેલા ખૂની ખંજરથી પોતાનું મૃત્યુ થવાની વાત પણ તદ્દન ભૂલી ગયો હતો. પરન્તુ પિતાની હત્યા કરનાર પુત્રના હૃદયમા સાચી શાન્તિ ક્યાંથી હોય? ત્હેના જીગરમા પાપાગ્નિ સર્વદા પ્રજ્વલિત રહ્યા કરતો હતો. અને આ આતશ બુઝાવવા માટે અનેક પ્રયત્નો કરવા છતાં ત્હેને વાસ્તવિક આરામ મળતો નહોતો. જાલીમસિંહને રાત્રિ દિવસ પશ્ચાતાપ થતા હોવાથી ત્હેનું દિલ દહન થતું હતું.

રાજબા મહારાણી થયા પછી સાંસારિક દુઃખોની જરા પણ પરવા રાખતી નહોતી. કારણ કે—હવે તો ત્હેની અભિલાષાઓ સફળ થઈ હતી. જાલીમસિંહ મોજમજાહમા મસ્ત રહેતો હતા, અને રાજબા ત્હેનાં તમામ કામ કરતી હતી. તથી આ સંસારમા પોતાને સર્વ પ્રકારનું સુખ મળી ગયુ છે, એમ સમજીને ફુલાઇ જતી હતી.

ચડતી અને પડતી સર્વકાળ રહેતી નથી. કુદરતના આ નિયમ પ્રમાણે રાજબાના સુખ-ગગનમાં હવે દુઃખનાં વાદળ છવાઇ જવા લાગ્યાં, ત્હેના શાન્તિપૂર્ણ હૃદયમાં અશાન્તિ વ્યાપી ગઇ જ્યારે દેવી પ્રભાવતીને પુત્રનો જન્મ થવાની ત્હેણે વાત સાંભળી ત્યારે ત્હેના હૃદયમા ઇર્ષાની આગ સળગવા લાગી. અત્યાર સુધી તો—તે પોતાની નિરાધાર બ્હેનને ભૂલી ગઇ હતી, પણ જ્યારે ત્હેની દાસી કુસુમે આવીને પ્રભાવતીને પુત્રજન્મ થવાની વાત કહી, ત્યારે ત્હેના મનમા અવનવા વિચારો આવવા લાગ્યા. અને ' શું હજી પ્રભાવતી જીવે છે ? ' એવો ઉદ્‌ગાર કહાડીને જુદી જુદી કલ્પનાઓ કરવામા તલ્લીન થઇ ગઇ.

" અરે ! આ દુનિયામા પ્રભા જીવતી રહે, અને પુત્રની માતા થવાને ભાગ્યશાળી થાય તો—મ્હારી સત્તાનો કંઇ અર્થજ કહેવાય ? કારણ કે—વિજયસિંહનો પુત્ર આનંદપુર રાજ્યનો વારસ ગણી શકાય. અને પ્રભાવતી રાજમાતા તરીકેનો અધિકાર મેળવી શકે. અરે ! હવે મ્હને કદાચ પુત્રપ્રાપ્તિ થાય તો પણ તેથી કંઇ મ્હારી સત્તા જરાપણ રહે નહિ હુ અને મ્હારા પ્રિયતમ ભવિષ્યમાં કદાચ પરાધિન દશા ભોગવવાની સ્થિતિમા મુકાઇએ આ બધુ મ્હને તો સહન થાયજ નહિ. "

રાજબા વિચારો કરતી અટકી ગઇ અને ત્હેણે એક નિશ્ચયો

નાંખ્યો. રાજકુમાર જાલીમસિંહ થોડા મહિનાથી રાજબાના પાસે બીલકુલ આવ્યો નહોતો. રાત્રિ-દિવસ નર્તકિઓના સહવાસમાં હેનો સમય વ્યતિત થતો હોવાથી રાજ્ય-વ્યવસ્થાની જરાપણ દરકાર રાખતો નહિ. રાજબાએ જાલીમસિંહને બોલાવી લાવવા માટે બે ત્રણ વખત પોતાના અનુચરને મોકલ્યો હતો, પરન્તુ તે આવ્યો નહિ. હવે રાજબાના દિલમાં ક્રોધ જાગ્રત થયો. અને તુરત જાલીમસિંહના વિહારોદ્યાનમાં જવા લાગી. હેના આવવાના સમાચાર મળતાં રાજકુમારના સોબતીઓ નાસી ગયા, અને વારાંગનાઓ વૃક્ષોમાં જઇને છુપાઇ ગઇ. રાજબા જાલીમસિંહના પાસે આવી પહોંચી. આ વખતે તે મદીરાપાન કરીને બેભાન થઇ પડયો હતો. આવું દશ્ય જોઇને ગર્વિણી રાજબાના હૃદયમાં અત્યંત ખેદ થયો. અને પોતાના બેહોશ થએલા પતિના શરીરને જોરથી હલાવવા લાગી.

"બીબીજાન!" જાલીમસિંહ અસ્પષ્ટ અવાજથી કહેવા લાગ્યો. "શરાબ લાવ!"

રાજકુમારના શબ્દો સાંભળીને રાજબાએ હેને બેઠો કર્યો. અને ધમકાવીને જુસ્સાદાર શબ્દોથી બોલવા લાગી.

"શું આવું કામ કરવા માટેજ પિતાજીના હત્યા કરીને રાજ્યાધિકાર મેળવ્યો છે?"

"રાજબા!" જાલીમસિંહ ચમક્યો અને જરા ભાન લાવીને કહેવા લાગ્યો. "ધીમેથી બોલ! કદાચ કોઇ સાંભળી જશે."

"દરકાર નહિ! હમારા કર્મની કથા આખા રાજ્યમાં ઘેરઘેર ફરીને કહી સંભળાવીશ. અને હમને બદનામ કરીશ."

હવે જાલીમસિંહનો નીશો તદ્દન ઉતરી ગયો અને વિફરેલી રાજબાને શાન્ત કરવા માટે નીચો નમી બે હાથ જોડીને કહેવા લાગ્યો.

"વ્હાલી રાજબા ! મ્હારી પ્રિયતમા ! ત્હને પગે લાગુછું. મ્હને બદનામ કરીશ નહિ. હું ત્હારો ગુલામછું. દિલ્દાર ! શાન્ત થા ! હવે આવું કામ કદાપિ કરીશ નહિ."

"ત્હમારા જેવા વિલાસી મનુષ્યને સજા કર્યા સિવાય સમજણ ન આવે."

"કહે ! મ્હને શું કરીશ ?"

"જો ત્હમારો બચાવ કરવા હોય તો–હું બતાવું તે કામ કરો !"

"શું ?"

"સાંભળો !" રાજબાએ ચોતરફ નજર ફેરવી, અને કોઇ મનુષ્ય જોવામાં નહિ આવવાથી બેફિકર થઇને કહેવા લાગી. "પ્રભાવતીને પુત્રનો જન્મ થયો."

"કોને ? શું થયું ?"

"સાંભળતા નથી ? પ્રભાને પુત્રનો જન્મ થયો."

"ઠીક થયું !"

"શું ઠીક થયું ? ત્હમારૂં કપાળ ! અરે ! આ સંસારમાં ત્હમારા જેવા બેવકુફો કેટલા હશે ? ત્હમને ભવિષ્યના જીવનનું જરાપણ ભાન છે કે નહિ ? પ્રભાવતીનો પુત્ર આનંદપુર રાજ્યનો કાયદેસર હકદાર થશે. પછી શું ? ત્હમે ત્હેના ગુલામ અને હું એક દાસી જેવી દશા ભોગવીશું. કદાચ મ્હને પુત્ર પ્રાપ્તિ થાય તો પણ જ્યાં સુધી વિજયનો

પુત્ર હયાત હોય ત્યાં સુધી આપણા સંતાનને રાજગાદીનો માલીક કહેવાય નહિ."

"અચ્છા હોને દો!" જાલીમસિંહે પોતાના બગલમાંથી એક શરાબની બાટલી કહાડીને કહ્યું. "મેરી-જાન! થોડા મદીરા પીને દે, મેરે હૃદયકા બલ લોપ હુઆ જાતા હૈ."

"બળ્યું ત્હમારા હૃદયનું બળ!" રાજમાએ ગુસ્સે થઈ કહ્યું "હવે જરા અક્કલનો ઉપયોગ કરો અને પ્રભાના પુત્રનો આ દુનિયામાંથી અંત લાવો!'

"રાજમા! મ્હને માફ કર! જો આ ખંજર લઈને પેલી દીવાની આવી પહોંચી. અરે! કોઈ હાજર છે કે' મ્હારી તલવાર લાવો, સન્મુખ યુદ્ધ કર્યા સિવાય મ્હારૂં મૃત્યુ થવાનું નથી ઠીક! તું જા! ત્હારા કહેવા પ્રમાણે હું વિજયના પુત્રનું ખૂન કરીશ બસ! હવે તું ખુશી થઈને'"

કેટલીક જરૂરની સૂચનાઓ સમજાવીને રાજમા પોતાના મહેલમાં ચાલી ગઈ. ત્હેના ગયા પછી જાલીમસિંહે વારાંગનાઓને બોલાવી અને એક ગાયન ગાવાનો હુકમ કર્યો. રાજકુમારની આજ્ઞા મુજબ નર્તકિઓએ નાચ સાથે ગાયન શરૂ કર્યું.

## ( સંગીત. )

યમુના તણા કિનારે, ગોપાલ ગૌ ચરાવે,
સંગીત સ્વર ઇશારે, રાધા નિકટ બોલાવે. યમુના૦

મુરલી ધ્વનિ સુણીને, શુદ્ધિ બદનની ભૂલીને,
નિકળીને ઘરથી રાધા, ગોપાલ સાથ આવે. યમુના૦

"યમુના સરિત કુંજે, શય્યા કમળ બિછાવી;
શ્રીકૃષ્ણ કરકમળથી, રાધા ચરણ દબાવે—યમુના૦

× × × ×

મનરંજન સંગીતના શ્રવણથી જાલીમસિંહ મુગ્ધ થઇ ગયો. અને ફરીથી શરાબની પ્યાલીઓ કરવા લાગી. અફસોસ! જે રાજકુમારના નામથી આખો દેશ કાંપતો હતો, તે વિર સેનાપતિ જાલીમ આજે અધમ રમણીઓના મોહપાસમા પુરેપુરો સપડાઇ ગયો છે. ત્હેનુ રાજબળ, રાજતેજ, અને તમામ રાજત્વ જતુ રહ્યુ—ભસ્મ થયું!

---

# પ્રકરણ ૨૧ મું.

## "નરેન્દ્રપ્રસાદનું મનુષ્યત્વ"

"દયા દયા સબ કોઇ કહે મર્મ ન જાને કોય.
જાત જીવકી જાને નહિ, દયા કહાસ હોય!

**ભાવાર્થ**—દયા દયા કરીને સર્વ કોઇ બોલે છે ખરા, પણ ત્હેનો મર્મ શું? અને દયા શા માટે કરવી? તેમજ દયા શું છે? તે જાણતા નથી. જીવની જાત અને તે ક્યાંથી આવ્યા? વિગેરે જ્યા સુધી માણસ સમજે નહિ, તો પછી ત્હેના દિલમાં દયા ક્યાંથી આવે?"

"મહાત્મા કબીરજી."

રાજબાળાએ પોતાના મહેલમા આવીને તુરત નાયક નરેન્દ્ર પ્રસાદને બોલાવી લાવવાનો એક દાસીને હુકમ કર્યો હતો અને ત્હેના ફરમાનને

આધિન થઇને નરેન્દ્ર હાજર થએલો હોવાથી રાજમા પોતાની દાસીઓને બહાર મોકલીને કહેવા લાગી —

" નરેન્દ્રપ્રસાદ ! ત્હમારી ઉચ્ચત્તમ કાર્યદક્ષતાની મ્હને ખબર છે, હું ત્હમારાં કામથી સન્તુષ્ટ થઈ છું, ખરેખર ત્હમેજ નાયકપદની ફરજ અદા કરી છે. "

" એ આપની પરમ કૃપાનુ ફળ છે. "

" નરેન્દ્ર ! હુ ત્હમને આજે એક અગત્યનું કામ કરવાનું સોપુ છું. અને જો આ કાર્ય ત્હમે સફળ કરો તો હું ત્હમારી પદ્વિ વધારીને સરદારનો અધિકાર આપીશ. " રાજમાએ સોનેરી જાળ પાથરતા કહ્યું.

" આ સસારમાં કોઇ પણ કાર્ય એવું નહિ હોય કે જે-આપની આજ્ઞા મુજબ કરતાં હું અસમર્થ નીવડુ "

" તે હુ સારી રીતે જાણુંછું. નરેન્દ્ર ! ત્હમેજ મ્હારા ખરા નીમકહલાલ સેવક છો. "

" એ આપની પરમ કૃપાનુ ફળ છે. "

" ઠીક ! હવે સાભળો ! પ્રભાવતીને એક પુત્રનો જન્મ થયો છે. "

" શું આ ખરી વાત છે ? "

" હા ! આ બાળક જીવતો રહેવાથી ભવિષ્યમાં કદાચ રાષ્ટ્ર વિપ્લવ થવાનો સભવ છે, તેથી રાજ્યની શાન્તિના માટે તે બાળકનો નાશ થવો જોઇએ. "

" આપની શી આજ્ઞા છે ? "

" નાયક ! ત્હમે પ્રતાપગઢના કિલ્લામા જાઓ, અને પ્રભાવતીના પુત્રનુ ખૂન કરી આવો. "

"મહારાણીજી !" નરેન્દ્રપ્રસાદ ચમક્યો, અને કહેવા લાગ્યો. "યુદ્ધ કરીને વિજયવંત થવાનું કામ હું સહજમાં કરી શકું છું. પણ એક કસાઇનું કામ કરવાનું શીખ્યો નથી."

નરેન્દ્રપ્રસાદના નિરાશાજનક શબ્દો સાંભળીને રાજબાએ પોતાની મે હજાળ બરાબર ફેલાવી. અને યુક્તિપૂર્વક કહેવા લાગી.

"શું આટલું કામ પણ ત્હમારાથી થાય નહિ ? હું ત્હમને યુક્તિઓ બતાવું છું. જો મ્હારૂં કામ સફળ કરશો તો ત્હમારો અધિકાર વધારીને સરદાર બનાવીશ, અને સારૂં ઇનામ આપીશ. સાંભળો ! ત્હમે પ્રતાપગઢમાં જઇને પ્રભાવતીના પાસે નોકર તરીકે રહો, અને પ્રભાવતીના પુત્રનું યોગ્ય સમય પ્રાપ્ત થતાં ખૂન કરો !"

નરેન્દ્રપ્રસાદ વિચાર કરવા લાગ્યો. ત્હેના હૃદયમાં સત્તા અને સંપત્તિ મળવાની લાલસા વ્યાપી ગઇ અને મસ્તક ઝુકાવીને રાજબાની રજા લઇને તુરત ચાલ્યો ગયો.

ઘેર આવ્યા પછી નરેન્દ્રના મનમાં પુષ્કળ વિચારો આવવા લાગ્યા. એક બાજુએ સરદારી તથા લક્ષ્મી અને બીજી બાજુએ નિર્દોષ બાળકની—આનન્દપુરની રાજગાદીના ભવિષ્યના માલીકની હત્યા ! આ બન્ને કાર્યો પાર પાડવા માટે નરેન્દ્રપ્રસાદના હૃદયમાં ઉથલપાથલ થવા લાગી. તે ઉચ્ચાભિલાષી હતો, સાત્વિક પ્રકૃતિનો હતો, પરન્તુ અત્યારે રાજબા જેવી ચતુર અને સ્વાર્થસાધક સુન્દરીની સબળ શબ્દજાળમાં સપડાઇ ગયો હતો. નરેન્દ્ર ભવિષ્યનો કાર્યક્રમ ગોઠવતાં વિચાર–વમળમાં અટવાઇ ગયો.

"કદાચ આ કામ ન કરૂં તો શું થાય ? ગમે તે ઉપાયે પણ રાજબા પોતાનો હેતુ પાર પાડયા વિના રહેશેજ નહિ. સાધારણ

દયાની ખાતર આનંદપુર રાજ્યની સરદારી–પદનો અને અખૂટ સંપત્તિનો લાભ ન લેવો એ પણ એક પ્રકારની મૂર્ખાઈ નહિ તો બીજું શું હોઈ શકે ? પરન્તુ......"

નરેન્દ્રપ્રસાદ થોડા સમય સુધી વિચાર કરીને અટક્યો. અને ચોક્કસ કાર્ય–પદ્ધતિ મુકરર કર્યા સિવાય તુરત નિદ્રાધિન થઈ ગયો.

બીજા દિવસે સ્હવારે વ્હેલો ઉઠીને નરેન્દ્ર એકલો પ્રતાપગઢના કિલ્લા તરફ જવા લાગ્યો. રસ્તામાં ત્હેના દિલમાં ફરીથી અવનવા વિચારો આવવા લાગ્યા.

" મ્હેં યુદ્ધક્ષેત્રમાં કેટલીયે હત્યાઓ કરી છે, જંગલોમાં શિકાર કરતાં અસંખ્ય પશુઓનો નાશ કર્યો છે. તો શું આજે એક બાળકની હું હત્યા ન કરી શકું ? આ કામ રાજમાતા અને મ્હારા સિવાય બીજું કોણ જાણવાનું છે ? "

પાપ અને પુણ્યની લડાઈમાં ઘડીભર પાપનો વિજય પણ થાય છે, અને પાપ કરનાર મનુષ્ય પોતાના મનમાં આનંદ પામે છે, પરન્તુ આખરે એજ પાપ ત્હેના જીવનને બરબાદ કરીને સંસાર સુખનો નાશ કરે છે નરેન્દ્રપ્રસાદ પ્રતાપગઢના કિલ્લા પાસે આવી પહોંચ્યો, પણ તે પ્રભાવતીના પાસે જવાની હિમ્મત કરી શક્યો નહિ. કેટલાક જાસુસોને પૂછવાથી ત્હેને ખબર પડી કેઃ–પ્રભાવતી પોતાની સખી ઉલ્લાસ સિવાય બીજા કોઈના સાથે વાતચીત કરતી નથી. રાત્રિદિવસ પોતાના બાળકને સંભાળીને યુવરાજ વિજયસિંહના નામની જપમાળા જપે છે. ત્હેની આવી દુર્દશા જોઈને કેટલાક રાજકર્મચારીઓના હૃદયમાં દયા આવતી હતી, પણ તેઓ બીચારા પરાધિન હોવાથી શું કરી શકે ? નરેન્દ્રને હવે ખબર પડી કે–દેવી પ્રભાવતી પોતાના બાળ-

કને જરા પણ દુર કરતી નહોતી. ત્હેના દીલમાં અવિશ્વાસનાં તત્વો સંપૂર્ણ વ્યાપી ગયા હતાં. અનેક વિચારોના પરિણામે નાયક નરેન્દ્ર-પ્રસાદ પોતાના હૃદયમાં સદ્વિચારોને સ્થાન આપવા લાગ્યો.

"અરે! મહારાણી પ્રભાવતીના પ્રાણ-સ્વરૂપ પુત્રનું, મ્હારા રાજ્યના આધારનું, અને એક વિશ્વોદ્યાનના ખીલતા પુષ્પનું ખૂન કરવું-ત્હેને છુદી નાંખવું. આ કામ કેટલું ભયંકર કહી શકાય? પોતાના બાળકનો નાશ થતા ત્હેની નિરાધાર માતાને કેટલું દુઃખ થાય? પુત્રનું મરણ થતાં મહારાણી પણ આ દુનિયાં વધારે દિવસ જીવિત્ રહી શકેજ નહિ. અને મ્હને બાળહત્યા તથા સ્ત્રી હત્યાનું પાતક લાગે. આ પાપકર્મ મ્હારે નથી કરવું. હવે તો અહીંથી ચાલ્યા જવું, અને બાળયુવરાજનું રક્ષણ કરવું તથા હવે મ્હારા માલીક વિજયસિંહને મદદગાર થવું, એજ મ્હારો ધર્મ હોઇ શકે"

**'ઓ! રાજ્યના કહેવાતા અધિકારીઓ! અને ગરીબોની ગરદનો કાપીને લક્ષ્મીવાન થએલા શ્રીમંતો! યાદ રાખજો કે-સત્તા અને સંપત્તિ સદાકાળ રહેતાં નથી, પણ ત્હમારાં સત્કર્મો આ સંસારમાં અવિચળ રહી શકશે.'**

નાયક નરેન્દ્રપ્રસાદે એકાન્તમાં બેસીને પુષ્કળ વિચારો કર્યા, અને છેવટે પોતાના હૃદયમાંથી સ્વાર્થતા દુર કરીને પ્રભાવતીના મહેલ પાસે આવ્યો દરવાજા બહાર ઉલ્લાસ બેઠી હતી, ત્હેણે નરેન્દ્રને જોતાં અચાનક આવવાનું કારણ પૂછતાં ને બોલ્યો.

"બ્હેન! હું મહારાણીની મુલાકાત લેવાની ઇચ્છા રાખુ છું, ત્હમે રજા લઈ આવો."

ઉલ્લાસ તુરત પ્રભાવતીના પાસે આવીને કહેવા લાગી.

" નાયક નરેન્દ્રપ્રસાદ અહીં આવ્યા છે, અને તે ત્હમારી મુલાકાત લેવાની ઇચ્છા રાખે છે."

ઉલ્લાસની હકીકત પ્રભાવતીના સમજવામા બરાબર નહિ આવેલી હોવાથી તે કહેવા લાગી.

" કોણ આવ્યુ છે ?"

" નાયક નરેન્દ્રપ્રસાદ !" ઉલ્લાસે કહ્યુ.

" ભલે, ત્હેમને આવવા દે, બ્હેન ! શુ તે મ્હારા સુરસિંહને લેવા માટે તો નહિ આવ્યા હોય ? હવે તો મ્હારા મનમા અનેક પ્રકારની શકાઓ ઉત્પન્ન થાય છે. પણ હરકત નહિ. જા ! ત્હેમને અહી તેડી લાવ."

ઉલ્લાસ નીચે ઉતરીને નરેન્દ્રપ્રસાદને લઇ આવી. દેવી પ્રભાવતીની પ્રકૃતિ જોતાં નરેન્દ્રને પોતાના માથાપર વજ્ર પડ્યુ હોય એવો ભાસ થયો. ત્હેના હૃદયવનમા દાવાનળ સળગવા લાગ્યો, અને રોમેરોમ અસખ્ય વીછી કરડ્યા જેવી વેદના થવા લાગી. આદર્શ રમણીરત્ન પ્રભાવતીની દુ:ખદ સ્થિતિ જોઇને નરેન્દ્રની આંખોમાથી અશ્રુધારા વહેવા લાગી. અને મહારાણીને પ્રણામ કરીને કહેવા લાગ્યો.

" દેવી ! માતા ! શુ કહુ ? હુ એક ભયકર કામ કરવા માટે અહી આવ્યો હતો. આ કુકર્મનુ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા નથી. પ્રભુએ મ્હને એ અધમ કાર્ય કરતાં બચાવ્યો. દેવી ! આજથી હુ આપનો દાસાનુદાસ થઇ ચુક્યોછુ હવે મ્હને લોભ નથી, ભય નથી, અને જીન્દગીની દરકાર પણ નથી. કેટલાક જાસુસો દ્વારા મ્હે જાણ્યુ છે કે-ભીલ મરદાર વિર નીરજનના પાસે યુવરાજશ્રી રહે છે. અને

રાજનગરના પ્રદેશમાં નીરજન અને દેવી વિનાસે એક બીજા સૈન્ય તૈયાર કર્યુ છે. આ સૈન્ય લઇને બે-ત્રણ દિવસમાં આનંદપુર તરફ આવવા માટે યુવરાજશ્રીએ વ્યવસ્થા કરી છે. હવે લડાઇ થશે, અને નરાધમ જાલીમને ત્હેના પાપકર્મનો બદલો મળશે. આપની આજ્ઞા હોય તો હું મ્હારા માલીકને મદદગાર થવા માટે અહીંથી રાજનગર તરફ ચાલ્યો જાઉં બાળયુવરાજશ્રીની ત્હમે બરાબર રક્ષા કરશો. રાક્ષસી રાજમાતા ત્હેમની હત્યા કરવાની યુક્તિઓ કરે છે, તેથી સાવધાન રહેવાની હવે ખાસ આવશ્યકતા છે.".

નરેન્દ્રની હકીકત સાભળીને પ્રભાવતી કહેવા લાગી.

" ઉલ્લાસ ! સાંભળ્યુ કે ? મ્હારા મનમાં પણ એવીજ શંકાઓ ઉપસ્થિત થતી હતી. અને આખરે તે સાચી થઇ."

" બ્હેન ! ત્હમે જરાપણ ફીકર કરશો નહિ હું મ્હારા પ્રાણાંન્ત સુધી પણ સુરસિંહનુ રક્ષણ કરીશ."

" દેવી ! " નરેન્દ્ર કહેવા લાગ્યો. " હવે મ્હને રજા આપો. યુવરાજશ્રીના રક્ષણ માટે હું મ્હારા સેવકોને સુચના આપતો જઇશ."

" ભાઇ ! સુખેથી સીધાવો. ત્હમારી સાત્વિક મનોભાવનાને હું ધન્યવાદ આપુછુ. મ્હારા પુત્રને જીવતદાન આપવા માટે હું ત્હમારી જીવનપર્યંત આભારી રહીશ. ત્હમારા રાજનને મ્હારો સન્દેશો કહેશો કે-હવે વધારે દિવસ આપનો વિયોગ મ્હારાથી સહન નહિ થાય."

પ્રભાવતીથી વધારે શબ્દો બોલી શકાયા નહિ. યુવરાજને યાદ કરતાં ત્હેનાં નયનમાંથી અશ્રુબિન્દુઓ ટપકવા લાગ્યાં. નરેન્દ્રપ્રસાદ પણ એક નિસાસો નાંખીને તુરત રાજનગર તરફ જવા લાગ્યો

આ બનાવ બન્યા પછી બીજા દિવસેજ આનંદપુરમાં રાજમાતાને એક જાસુસદ્વારા ખબર પડી કે—નાયક નરેન્દ્રપ્રસાદ પ્રતાપગઢમાંથી જઇને ભીલ સરદાર નીરંજનના પક્ષમાં મળી ગયો છે, ભીલોની દેવી વિલાસનું યુવરાજ વિજયસિંહ સાથે લગ્ન થયું છે અને આશરે ત્રીસેક હજાર ભીલસૈન્ય રાજનગરના પર્વતોમાં એકઠું કરવામાં આવ્યું છે.

આ સમાચાર સાંભળીને રાજમાતા ક્રોધ, દુઃખ, અને અભિમાનથી અસ્વસ્થ થઇ ગઇ, અને હવે શું થશે ' એ બાબતના વિચારો કરવા લાગી. એક રાજકર્મચારી પણ નરેન્દ્ર, નીરંજન, વિલાસ તથા વિજયસિંહની હીલચાલના સમાચાર જાલીમસિંહને કહેવા લાગ્યો, આ વખતે તે મદીરામાં મસ્ત બનેલો હોવાથી ' અરે ભા ! એક શરાબની પ્યાલી લાવ ' એ વાક્ય સિવાય બીજું કંઇ બોલી શક્યો નહિ.



# પ્રકરણ ૨૨ મું.

## " એ વારાંગના કોણ હશે ? "

**" सुभाषितेन गीतेन युवतीनां च लीलया ।
मनो न मुह्यति यस्य स योगी ह्यथवा पशुः ॥**

ભાવાર્થ:—' **સુભાષિત સંગીત, અને યુવતીના લીલાથી જેનું મન મુગ્ધ નથી થતું, તે કોઇ યોગી અથવા પશુજ હોવો જોઇએ.** "

આનંદપુરમાં બે દિવસથી એક વારાંગના આવી છે, ત્હેના કોકિલ કંઠની પ્રશંસા સર્વત્ર થયા કરે છે, બાળકો--યુવાનો--અને વૃદ્ધો આ વારાંગનાનાં ગાયન સાંભળવા માટે ઉત્સુક થયાં હતાં. પરન્તુ ત્હેનું ગાયન સાંભળવું એ કંઇ સાધારણ વાત નહોતી. વારાંગનાએ એક ગાયન ગાવાના એક હજાર રૂપીઆ ફી રાખી હતી. તેથી કેટલાક રસિક પણ ગરીબ મનુષ્યોને નિરાશ થવું પડ્યું હતું.

વારાંગના સુન્દર હતી, ત્હેના જેવી રૂપવતી સ્ત્રી આખા આનંદપુર રાજ્યમાં નથી એમ લોકો કહેતા હતા. ત્હેનું અલૌકિક સૌન્દર્ય જોઇને કેટલાકો મુગ્ધ બની ગયા હતા અને એ લાવણ્યમયી લલનાનો સ્નેહ સંપાદન કરવા માટે ઉત્સુક થયા હતા. વારાંગનાએ સેંકડો વ્યક્તિઓને દીવાની બનાવી દીધી હતી. પોતાના માટે એક ભાડે રાખેલા મકાનમાં બારણાં બંધ કરીને બે દિવસથી મધ્યરાત્રિ પછી વારાંગના ગાન કરતી હતી ત્હેનો અને વીણાનો મધુર અવાજ શ્રવણ કરવા

લોકો નિદ્રામાંથી જાગ્રત થતા હતા અને ત્હેની મુલાકાત લેવાની ઇચ્છા રાખતા હતા, પણ એક ગાયન ગાવાની એક હજાર રૂપીઆ ફીની વાત સાંભળીને તેઓને નિરાશ થવું પડતુ હતુ. હવે આનન્દપુરમાં પ્રથમના જેવી સગીન શાળાઓ રહી નથી, અને હવે સગીત વિદ્યા-વિભૂષિત વ્યક્તિઓની કદર કરનારાઓ પણ વધારે પ્રમાણમા રહ્યા નથી. સ્વર્ગસ્થ મહારાણાના સમયમાં પ્રત્યેક સગીત-કારનુ અપૂર્વ સન્માન કરવામા આવતુ હતુ, અને ગાયકોને મનાપ આપવામા આવતો હતો. પણ હવે તે સ્થિતિ બદલાઇ છે. જ્યાં અનેક ગવૈયાઓ તથા વારાંગનાઓ આવીને રાજા અને પ્રજાનો આશ્રય મેળવીને પોતાની અનુપમ કળા દર્શાવતાં હતા, ત્યાં આજે સ્વાર્થસાધક અને પૈસા માટે પોતાના દેહનુ વેચાણ કરીને માત્ર વિષયવાસનાથીજ પુરૂષોનાં મન તૃપ્ત કરનારી વેશ્યાઓને સ્થાન મળ્યુ હતું. સગીત તથા નૃત્યની ખરી ખૂબી સમજાવનારી વારાંગનાઓની કદર આવા બેકદર રાજ્યમાં ક્યાંથી થાય? અત્યારે રાજબા રાજ્ય-શાસન કરતી હોવાથી અનેક પ્રકારની અવ્યવસ્થા થઇ હતી. રાજસેવકોને ત્હેણે સ્વાધિન કર્યા હતા. ત્હેની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરનારાઓને જીવનપર્યંત કેદખાનામા પુરાઇ રહેવાની. હદપાર થવાની, અગર શિરચ્છેદની સજા ભોગવવી પડતી હતી. બે માણસો પણ સાથે બેસીને રાજ-નૈતિક બાબતની ચર્ચા કરવાનું સાહસ કરી શકતાં નહોતાં. તમામ પ્રજાજનો રાજબાથી ડરતા હતા, અને ત્હેને માનવસ્વરૂપે ચુડેલનો અવતાર માનતા હતા. વેશ્યાઓ તથા મદીરાનો ભક્ત બની ગએલો જાલીમસિંહ પણ રાજબાની આપખુદ સત્તા બધ કરવાનું સાહસ કરી શકે તેમ નહિ હોવાથી આનદપુર રાજ્યમાં દરરોજ અત્યાચારોની વૃદ્ધિ થવા લાગી હતી.

સગીત વિદ્યા-વિશારદ વારાગનાને બે દિવસથી કોઇએ પોતાના

ઘેર ગાયન ગાવા માટે આવવાનું આમંત્રણ કર્યું નહિ. તેથી ત્હેના દિલમાં સંગીત વિદ્યાથી અજ્ઞાન અને બેકદર સમાજ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ અથા વળ્યું શું? એક કવિએ કહ્યું છે કે:—

"પાવૈયાના ગામમાં, પાતર કરી દુકાન;
તેણે ગુમાવ્યું ગાંઠનું, જરા ન પામી માન.

"જરા ન પામી માન, રાત આખી તે જાગી;
મળ્યું ન ધન કે ધાન્ય, પ્રેમની ભૂખ ન ભાગી.

"ભાગી ત્યાંથી નાર, શોક કરતી તે નાના,
પાતર કરી દુકાન, ગામમાં પાવૈયાના.

વારાંગનાની પણ એવીજ સ્થિતિ થઇ હતી. છેવટે ત્રીજો દિવસ થયો. આનંદપુરમા કિશોરસિંહ નામનો એક પચ્ચીસ વર્ષની ઉમ્મરનો રાજપૂત યુવક રહેતો હતો, ત્હેના માબાપ અખૂટ સંપત્તિ મુકીને સ્વર્ગવાસી થએલા હોવાથી અત્યારે તે સ્વતંત્ર થયો હતો. કિશોરસિંહ સદ્વિદ્યાલંકૃત અને સાહિત્યક હોવાથી ત્હેણે વારાંગનાને એક ગાયન ગાવાના એક હજાર રૂપીઆ ફી આપવાની કબુલીને પોતાના ઘેર બોલાવી. વારાંગનાની અનુપમ લાવણ્યતા જોઇને કિશોરસિંહ ખુશી થયો, અને ત્હેને સાક્ષાત્ સરસ્વતિનો અવતાર માનવા લાગ્યો.

"બાળા!" કિશોરસિંહે કહ્યું "હું આજે આપની સંગીત તથા નૃત્ય કુશળતા સાંભળવાની અને જોવાની ઇચ્છા રાખુંછું. હું ધારૂંછું કે-ત્હમારી સર્વોત્તમ કલાના પ્રભાવથી અમ્હારાં મન રંજન કરી શકશો."

" મહારાજ ! એ તો મ્હારો ધંધો છે. આપની ઉચ્ચ ઉદારતા માટે હું આભાર માનુંછું. અને આશા રાખુશું કે–આપના મિત્રમંડળને તથા આ શહેરના પ્રખ્યાત સદ્‌ગૃહસ્થોને આજના જલસામાં આમંત્રણ કરીને બોલાવશો. "

ચતુર વારાંગનાની સૂચના મુજબ કિશોરસિંહે પોતાના મિત્રો તથા સુપાત્ર વ્યક્તિઓને નિમંત્રણ કરીને તાત્કાલિક સ્વગૃહે બોલાવ્યા અને તે તમામ લોકો આવી ગયા પછી વારાંગનાએ સમયાનુકુળ નીચેનું ગાયન ગાવાની શરૂઆત કરી

( સંગીત )

" ઉગેલું અસ્ત હા ! થાએ, ખીલેલું પુષ્પ કરમાએ;
નહિ એ ભેદ સમજાએ, સમયની એજ બલીહારી !

" ગન્યા છે ફિર, બિચારા–ખૂટી છે શૌર્યની ધારા,
ગણ્યા છે દુશ્મનો પ્યારા, સમયની એજ બલીહારી !

" ખરો ધર્મી રીબાએ છે, દુઃખી સન્નારી થાએ છે,
હૃદય–શાન્તિ લુંટાએ છે. સમયની એજ બલીહારી !

" ત્હમારૂં નુર સૌ જાતું, થવાનું જે ન, તે થાતું:
છતાં ના સત્ય સમજાતું, સમયની એજ બલીહારી !

" ત્હમારી ઉચ્ચ આસક્તિ, ત્હમારા દેશની ભક્તિ;
થવા પાલન–નથી શક્તિ, સમયની એજ બલીહારી !

" ખલાસી ના મળ્યો સારો, ત્હમારો ક્યાં હશે આરો ?
ગણો શું સ્વાર્થને પ્યારો ? સમયની એજ બલીહારી !

' હવે થાશે મંગલ નીતિ, તજી દો ચિંતાની બાની
દુઃખદ રાત્રિ ગઈ વીતી સમયની એજ બલીહારી !'

' વિજય-સન્દેશ આ મ્હારો લઈ સાગ અંતરે ધારો,
કરો જયકાર પોતાનો સમયની એજ બલીહારી !'

" વિદ્યાકાન્ત "

વારાંગનાનું સંગીત સમાપ્ત થયું. અને તમામ શ્રોતાજનો વાહ-વાહના અવાજો કરવા લાગ્યા. વિદ્વાન તથા કદરદાન રાજપૂત યુવક-રત્ન કિશોરસિંહ એક હજાર રૂપીઆ વારાંગનાને બક્ષીસ આપીને આભાર માનવા લાગ્યા. ચતુર ગાયીકા રૂપીઆ લઈને તુરત તમામ શ્રોતાજનોને સ્નેહવન્દન કરીને સ્વગૃહે જવા લાગી. તેના ગયા પછી કિશોરસિંહના ત્યાં આવેલા લોકોમાં વારાંગનાએ ગાએલા માર્મિક ગીત સંબંધી વિવિધ પ્રકારની ચર્ચાઓ થવા લાગી. કોઈએ કહ્યું કે-- "યુવરાજ વિજયસિંહ હજુ સુધી અવશ્ય જીવિત છે, અને વારાંગનાએ ગાએલા ગીતમાં વિજય સન્દેશ એ શબ્દોથી મ્હને નવિન તત્વ જાણવાનું મળ્યું છે કોઈએ કહ્યું કે-આ બુદ્ધિમતી નાયકા એ પેલી દીવાની તો નહિ હોય? અને કોઈએ કહ્યું કે—ભીલ-સરદાર નીરજને આપણા રાજ્યની પરિસ્થિતિનું અવલોકન કરવા માટે આ વારાંગનાને જાસુસ તરીકે મોકલી હોય એવું અનુમાન કરી શકાય છે." લોકો જેમ ફાવે તેમ જુદા જુદા અભિપ્રાયો આપવા લાગ્યા પણ કોઈ ચોક્કસ નિર્ણય કરી શક્યું નહિ

" એ વારાંગના કોણ હશે ? " વીર રાજપૂતે પૂછ્યું.

" મુરબ્બી ! મ્હને તો એ વારાંગના યુવરાજનો માર્મિક સન્દેશો

આપણને સભગાવવા માટે આવનારી ગુપ્ત દૂતી હોય એમ જણાય છે. કારણ કે—ત્હેના જમણા હાથની આંગળીમાં આનન્દપુર રાજ્યના ચિન્હવાળી વીંટી જોઇને મ્હને સંપૂર્ણ ખાત્રી થાય છે ”

કિશોરસિંહે તમામ શ્રોતાજનોની શંકા નાબુદ કરનારો ખુલાસો જાહેર કર્યો.

“ બરાબર છે ! પણ હવે આપણે કરવું શું ? ” કેટલાક શ્રોતાજનો પૂછવા લાગ્યા.

“ બન્ધુઓ ! વારાંગનાએ આજે એક બુદ્ધિમાન અને રાજનીતિજ્ઞ વ્યક્તિ અનુસાર કામ કર્યું છે. યુવરાજ વિજયસિંહને આપણે મહારાણાશ્રીના ખૂની તરીકે માન્યા હતા, પણ હવે તે સંશય દૂર થયો છે. આપણા કહેવાતા મહારાણા જાલીમસિંહનો ત્યાગ કરીને હવે યુવરાજશ્રીનો રાજ્યાભિષેક કરવા માટે ત્હેમના મન્દેશાનો સહર્ષ સ્વિકાર કરીને સ્હાયક થવાની અવશ્ય જરૂર છે. ”

કિશોરસિંહની અભ્યર્થનાને સર્વાનુમતે અનુમોદન મળ્યું. અને તમામ લોકો ધીરે ધીરે વીખરાઇ જવા લાગ્યા



# પ્રકરણ ૨૩ મું.

## ' અજબ પરિવર્તન.

"બહુ સુખીયાને-બહુ દુ:ખિયા છે! કોઇને જશ-કોઇને જુતાં છે!
કોઇ ધનદાતા-કોઇ જગત્રાતા, કોઇ લોભી-કોઇ ધન ધુતા છે.!
"કોઇ સૂકા-લૂખા-ભૂખ્યા છે! કોઇ લીલા ને રસવતા છે.!
કોઇ અંતર પડદા બાંધીને, માયા-મમતામાં સુતા છે.!
"કોઇ પડદા પ્રેમે ચીરીને, પ્રભુ જ્યોતિ જોવા જાગે છે.!
દુનિયામા પોકળ ભપકાનાં, કઇ ઢોલ-નગારા વાગે છે!

"વસન્ત"

× × × ×

રાજબા વિફરી છે, ત્હેનો પ્રીય અને વિશ્વાસુ સેવક નરેન્દ્રપ્રસાદ વિરૂદ્ધ પક્ષમાં મળી જવાથી ત્હેના હૃદયમાં ક્રોધની-ઇર્ષાની-અને વૈરની આગ સળગી રહી છે. હવે કેટલાક રાજસેવકો તથા નગરજનો રાજબાના આપખુદ હુકમનો અનાદર કરવાની હિમ્મત કરવા લાગ્યા છે, પોતાનુ સન્માન શીથિલ થવાથી ત્હેના દિલમાં અશાન્તિની વૃદ્ધિ થતી હતી. અને વિજયસિંહ, પ્રભાવતી, તથા બાળયુવરાજના હસ્તી આ દુનિયામાંથી નાબુદ કરવાના પ્રયત્નો કરવા લાગી હતી.

એક દીવસ રાજબા ફક્ત બે અંગરક્ષકોને પોતાના સાથે રાખીને પ્રતાપગઢના કિલ્લામાં જઈ પહોંચી ત્હેના જવાના સમાચાર તદ્દન ખાનગી રાખવાની અગાઉથી વ્યવસ્થા કરવામાં આવી હતી. પ્રભાવતીએ જ્યારે પોતાની મ્હોટી બ્હેન રાજબાને ઘણા મહીને મુલાકાત

સેવા માટે આવેલી જોઇ, ત્યારે ત્હેના હૃદયમાં અવનવા વિચાર આવવા લાગ્યા. અને પોતાના પુત્રને રાજબાના ખોળામાં મુકીને સાત્વિક મનોભાવનાથી કહેવા લાગી.

' બ્હેન ! ત્હમે આવ્યાં ? હવે હુ વધારે દિવસ જીવવાની નથી મ્હારે અત્યારે ત્હમારા સિવાય કોઇનો આધાર નથી આ બાળકને ત્હમારાજ પુત્ર સમાન ગણીને ત્હેનુ પાલન કરજો, અને મ્હારા અપરાધની ક્ષમા આપશો. ''

પ્રભાવતીનો કંઠ શોકથી રૂંધાઇ ગયો. અને મૂર્છિત થઇને જમીનપર પડી ગઇ. આ દૃશ્ય જોઇને રાજબાનુ શરીર ધ્રુજવા લાગ્યુ તે મૂર્તિવત્ બેસી રહી હતી. ઉલ્લાસે આવીને પ્રભાવતીના મોઢાપર પાણી છાંટયુ. અને ત્હેને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગી. થોડા સમય પછી પ્રભાવતી જરા ભાનમાં આવી અને દીવાની સમાન સ્થિતિમાં કહેવા લાગી.

" મ્હારો સુરસિંહ ક્યા છે ? "

" આ રહ્યો ! " રાજબાએ કહ્યુ બ્હેન ! તુ ગભરાઇશ નહિ ત્હારા પુત્રનુ મ્હારા પ્રાણથી અધીક ગણીને ત્હેનુ સંપૂર્ણ રીતે હુ રક્ષણ કરીશ ''

' અરેરે, બ્હેન ! આજે પ્રભાતમાં મ્હને એક ભયંકર સ્વપ્નુ આવ્યુ હતુ. અને તે સ્વપ્નામા મ્હારા સુરસિંહનો વિયોગ થયો હતો. હાય ! આ સ્વપ્નાની વાત યાદ કરતા મ્હારી છાતી ફાટી જાય છે. "

પ્રભાવતીને રાજબા તથા ઉલ્લાસે આશ્વાસન આપ્યુ. અને સ્વપ્નાની ભ્રમણા દુર કરવા માટે ત્હેની અસત્યતાનાં ઉદાહરણો સમજાવવા લાગ્યા પોતાની ન્હાની બ્હેનની સરલતા–વિશ્વાસ–પુત્ર–વાત્સ-

ત્વતા—અને હૃદયની ઉચ્ચ પવિત્રતા જોઈને રાજમાતાના જીગરમાં લાખો તીર વાગ્યા સમાન વેદના થવા લાગી. તે જે કાર્ય માટે આવી હતી, તે કાર્ય અમલમાં મુકવાનુ સાહસ કરી શકી નહિ આખરે રાજમાએ પોતાના બે અંગરક્ષકોને ખાનગીમા બોલાવ્યા. અને ત્હેમને યુક્તિપૂર્વક કહેવા લાગી

" જો તહમે વિજયસિહના પુત્રનુ ખૂન કરો, તો તેના બદલા તરીકે હું તહમને બન્નેને બે લાખ રૂપીઆ તથા બે ગામ બક્ષીસ આપીશ."

રાજમાતાના સેવકો લાલચમા લપટાયા, અને તહેની ઇચ્છાનુસાર કાર્ય કરવાની પોતાની ખુશી દર્શાવવા લાગ્યા. ફાસી દેવાનો હુકમ સભળાવીને ન્યાયાધિશ જેટલી ઉતાવળથી પોતાનુ સ્થાન છોડીને ચાલ્યો જાય છે, એવીજ રીતે રાજમા પણ આ ભયાનક હત્યાકાણ્ડની આજ્ઞા આપીને શીઘ્રતાપૂર્વક આનદપુર આવી પહોંચી.

આજે રાજમાતાના બને સેવકોએ આખી રાત મદીરાપાન કરવામા અને ગાંજો પીવામાંજ વીતાવી હતી જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે પ્રભાવતી નિત્યકર્મથી મુક્ત થઈને પ્રભુ—પ્રાર્થના કરવા માટે જુદા ખંડમાં ચાલી ગઈ. આ વખતે એક સેવકે આવીને નિદ્રાધિન થએલી ઉલ્લાસના મોંઢામાં કપડાનો ડુચો માર્યો, અને બીજાએ તુરત ત્હેની છાતીમાં તીક્ષ્ણ કટારી મારીને આ પરમ વિદુષી તથા એક આદર્શ સેવિકાનો જીવન—દિપક બુઝાવી દીધો. જ્યારે ઉલ્લાસનો દેહ તદ્દન અચેતન થઇ ગયો, ત્યારે આ બને નરરાક્ષસો પ્રભાવતીના પ્રિયપુત્ર સુરસિંહને ઉંઘતો ઉપાડી લઇને પ્રતાપગઢના કિલ્લાની બહાર નીકળીને જગલમા દોડવા લાગ્યા

પ્રભુપ્રાર્થના કરીને જ્યારે પ્રભાવતી પોતાના ખંડમાં આવી પહોંચી. ત્યારે ત્હેની દૃષ્ટિએ ઉલ્લાસનું મુડદું પડેલું દેખાયું. અને બાળ યુવરાજ સુરસિંહ જોવામાં આવ્યો નહિ. જેવી રીતે આકાશમાંથી વિજળી પડે છે એવીજ રીતે પ્રભાવતી જમીનપર પડી ગઇ. અને માથુ તથા છાતી કુટતી ચોધાર આંસુએ રોવા લાગી. અત્યારે ત્હેના પાસે કોઈ આશ્વાસન આપનાર રહ્યું નથી. પ્રભાવતીએ પ્રતાપગઢમાં પોતાના પાસે રાખેલા એક સેવકનું પણ રાજખાના અંગરક્ષકો ખૂન કરતા ગયા હતા અફસોસ ! આનંદપુરની મહારાણી ! ત્હારી આ દશા ?

પ્રતાપગઢમાં ઉલ્લાસ તથા પ્રભાવતીના એક સેવકનું ખૂન કરીને નાસી ગએલા બે ઘાતકો એકાદ ગાઉ દુર જઇને ઉભા રહ્યા. અને બાળયુવરાજની હત્યા કરવા માટે તૈયાર થઈ ગયા. એક ઘાતકે આ રડતા નિર્દોષ બાળકના બે હાથ પકડી રાખ્યા, અને ત્હેની છાતીમાં કટારી મારવા માટે પોતાનો ખૂની હાથ ઉંચો કર્યો. એજ વખતે અચાનક ત્હેના માથામાં એક તીર આવીને પેસી ગયું. અને તે ચીસ પાડીને જમીનપર પડી ગયો. જે મનુષ્યે સુરસિંહના બે હાથ પકડી રાખ્યા હતા તેની છાતીમાં તાત્કાલિક બીજુ તીર વાગવાથી તે પણ નીચે પડયો. અને આ બંને નરરાક્ષસો પોતાના પાપકર્મનો હીસાબ આપવા માટે યમસદનમાં પહોંચી ગયા

પ્રિય વાંચકો ! બાળયુવરાજની હત્યા થતી અટકાવીને ત્હેને જીવતદાન દેનાર, તથા પેલા બે પાપીઓને યોગ્ય સજા કરનાર એ પરોપકારી વિર વ્યક્તિ કોણ હશે ? સાંભળો ! આ સત્કર્મ દર્શાવનાર અન્ય કોઇ નહિ પણ ભીલ-સરદાર વીર નીરંજન હતો. આનંદપુર રાજ્યની આધુનિક પરિસ્થિતિને ગુપ્ત રીતે અવલોકન કરવા માટે

નીકળેલો નીરંજન દૈવયોગે આજે અહીં આવી પહોંચ્યો હતો. પર્વ-તના એક શિખરપરથી જ્યારે આ ઘટના ત્હેના જોવામાં આવી, ત્યારે ત્હેણે બને ઘાતકોને તીરથી વીંધી નાંખ્યા. અને સુગ્સિહને લઇને ઝટપટ રાજનગર તરફ જવા માટે તૈયાર થયો. જરા દુર ગયા પછી નીરજને બંસી વગાડી. ત્હેની મધુર વાંસળીનો નાદ સાંભળીને થોડા ભીલ સેવકો આવીને હાજર થયા. નીરજને એક ઘોડો મગાવ્યો, અને તેનાપર સ્વાર થઇને બાલયુવરાજને પોતાના પાસે રાખી વિદ્યુ-ત્વેગથી સ્વામી સ્નેહજ્યોતિના પાસે આવી પહોંચ્યો. નીરજનની ગોદમાં એક બાળકને જોઇને સ્વામીજી પૂછવા લાગ્યા.

"આ કોણ છે ?"

"આનંદપુર રાજ્યના ભવિષ્યના મહારાણા !"

"હેં ! શું ખરી વાત છે ?" સંન્યાસીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"હા, મહારાજ ! આજે પ્રભાતમાં હું પ્રતાપગઢ થઇને આનંદપુર તરફ જવા માટે અહીંથી નીકળ્યો હતો. ત્યાં રસ્તામાં રાજ્યના બે સેવકો આ નિર્દોષ બાળકનું ખૂન કરવાની તૈયારી કરતા હતા. આવું ભયંકર દશ્ય દુરથી મ્હારા જોવામાં આવતા એ બને શયતાનોને મ્હેં તીર મારીને અચેતન કરી નાખ્યા. અને બાળયુવરાજને લઇને તુરત અહીં આવ્યો છું."

"દેવી પ્રભાવતી કયાં છે ?"

"સ્વામીજી ! મ્હને તે બાબતના ખબર નથી. રાજ્યના જાસુસો પ્રતાપગઢની આસપાસ ફરતા હોવાથી મ્હારા વિચારો ફેરવવા પડયા. મહારાજ ! આ બાળકને હવે આપના પાસે રાખીને હેનું રક્ષણ

કરજો. હુ અહીંથી દેવી પ્રભાવતીની ખબર લેવા અને આ સમાચાર કહેવા માટે અત્યારેજ પ્રતાપગઢ તરફ જાઉં છું '

નીરજન ગયો, અને સ્વામી સ્નેહજ્યોતિ બાળયુવરાજને લઇને દેવ-મન્દિરમાં આવેલા ગુપ્ત ભોયરામાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૪ મું.



### " બુઝાતો દિપક. "

" રાવણ જે સ્થાનમાં રહેતો હતો, તે ત્રિકુટાચળ પર્વત હતો, તેની આસપાસ ખાઇરૂપે સમુદ્ર હતો, રાક્ષસો તેના યોદ્ધાઓ હતા, કુબેર જેવો મહાન્ ભડારી હતો અને તેનુ નીતિશાસ્ત્ર શુક્રાચાર્ય પ્રણીત શુક્રનીતિ હતુ છતા પણ તે રાવણ કાળને લીધે નાશ પામ્યો હતો. '

" સદ્‌બોધ સંગ્રહ. "

આનંદપુરમા ધીરેધીરે બધા મામલો પલટાઇ જવા લાગ્યો હતો જાલીમસિંહની બેદરકારીથી અને રાજખાના સતન્ત્રી કારોબારથી રાજસેવકો અને નગરજનો કંટાળી ગયા હતા આ અનુકુળ સમય જોઇને સરદાર ચદ્રકુમાર પોતાના કેટલાક વિશ્વાસુ માણસોને લઇને જેલના દરવાજા તોડીને જગલમાં નાસી ગયો હતો આ સમાચાર કેદખાનાના મુખ્ય રક્ષકે જ્યારે જાલીમસિંહને કહી સભળાવ્યા ત્યારે મદીરાપાનથી બેભાન બનેલો જાલીમ કહેવા લાગ્યો

" અચ્છા, એકજ પ્યાલી લાવ ! "

" મહારાજ ! ' જેલર બોલ્યો. " મ્હને ચોકસ ખબર મળી છે કે—ત્રીસ હજાર ભીલસેનાને લઇને યુવરાજ વિજયસિંહ તથા નીરંજન આપણા નગર ઉપર હલ્લો કરવા માટે આવે છે. "

" કોણ આવે છે ? " જાલીમસિંહે પૂછ્યું.

" યુવરાજ વિજયસિંહ ! " જેલરે કહ્યું.

" આને દો !......ઔર ગાના બજાના હોને દો ! " જાલીમસિંહ જેમ ફાવે તેમ પ્રત્યુત્તર આપવા લાગ્યો.

" મહારાજ ! " જેલરે અકળાઇને કહ્યું. " હવે નગરનું રક્ષણ કરવાની શું જરૂર નથી ? "

" રાજબાને કહો ! " જાલીમે ગોકડો જુવાબ આપ્યો.

હવે વધારે પુછવાનું વ્યાજબી નહિ લાગવાથી જેલર તુરત ચાલ્યો ગયો. અને વિહારોદ્યાનમાં પુનઃ ગાન તાનની ક્રિયા ચાલુ થઇ, દારૂની પ્યાલીઓ ફરવા લાગી, તથા ' વાહવાહ ' ના શબ્દોથી વેશ્યાઓને ઉત્તેજન આપવાની હીલચાલ થતી હતી. મોહમાં અંધ બનેલા જાલીમસિંહને એટલું પણ ભાન નહોતું કે હવે ત્હેનો આનંદપુર રાજ્યના મહારાણાનો મેળવેલો અધિકાર નષ્ટ થવાનો છે, આ લડાઇમાં જનના પુત્રહીન, કન્યા પિતૃહીન, સ્ત્રી સ્વામીહીન, અને બ્હેન બન્ધુહીન થશે. તથા પોતાના પિતાજીની હત્યા કરીને પ્રપચથી પ્રાપ્ત કરેલી જાહોજલાલીના સુખદર્શક સુર્યનો સદાને માટે અસ્ત થઇ જશે.

રાજબા વિહારોદ્યાનમાં આવી પહોંચી, ત્હેને જોઇને ગુણીકાઓ

ગભરાઈ ગઈ, અને પોતાના નૃત્ય ગાનની ક્રિયા બંધ કરી દીધી. આ બનાવ ઉપસ્થિત થતાં જાલીમસિંહ કહેવા લાગ્યો.

"બીબી જાન! ગાના બજાના હોને દો."

પોતાના પતિની આવી અધમ સ્થિતિ જોઈને રાજબાના હૃદયમાં અત્યંત ક્રોધ જાગ્રત થયો. ત્હેણે પોતાના હાથના ઇશારાથી તમામ વેશ્યાઓ તથા જાલીમના હાજી–હા કરનારા સોબતીઓને એકદમ ચાલ્યા જવાનો હુકમ કર્યો. પતિ અને પત્નિ વિહારોદ્યાનમાં એકાન્ત સ્થળે બેઠાં હવે જાલીમસિંહે રાજબાને કંઠસ્વરથી ઓળખી લીધી. તેથી તે આંખો ઉઘાડીને કહેવા લાગ્યો—

"કોણ મ્હારી રાજબા?"

"હા! શું હજુસુધી ત્હમારી અક્કલ ઠેકાણે નથી આવી?"

"અરે, અક્કલના ભંડાર!" જાલીમસિંહ હાસ્યયુક્ત વદનથી કહેવા લાગ્યો. "હું શું કરૂં? તું મ્હને એકજ શરાબની પ્યાલી ભરી આપ એટલે મ્હારૂં ચક્કર ઠેકાણે આવી જશે."

"એમ કે?" રાજબા તિરસ્કારથી બોલી. "શું પિતાજીના રક્તનાં ચિન્હ આ લાલ રંગના શરાબથી નાબુદ થશે?"

"ચુપ રહે રાજબા! કોઇ સાંભળશે"

"એ બાબતની ત્હમને ક્યાં પરવા છે? બસ! દારૂ પીઓ, અને વેશ્યાઓની સોબતમાં મશગુલ રહો."

"રાજબા! હવે મ્હને વધારે સતાવીશ નહિ. કદાચ હું દીવાનો થઇ જઇશ."

"હવે બાકી શું રહ્યું છે?"

જાલીમસિંહને રાજબાના હૃદયભેદક શબ્દોની અસર થવા લાગી. શરાબનો નીશો ધીરેધીરે ઉતરી જવાથી તે નમ્ર બનીને કહેવા લાગ્યો.

"મ્હારી વ્હાલી! હવે આજથી ગુણીકાઓનો સંગ છોડવાની અને મદીરાપાન નહિ કરવાની હું ખાસ પ્રતિજ્ઞા કરૂંછું. બસ! હવે ત્હારા દિલને શાન્તિ થઇને?"

"ત્હમારા શબ્દોનો કંઈ અર્થજ નથી, ત્હમારી પ્રતિજ્ઞાનો અને વિરતાનો મ્હને સંપૂર્ણ અનુભવ થઈ ચૂક્યો છે."

"રાજબા!" જાલીમસિંહ ગુસ્સે થઇને બોલ્યો. "તું રાક્ષસી છે?"

"ના! મ્હારા પિતાજીનું ખૂન કરીને મ્હેં એક શયતાનનુ કામ નથી કર્યું"

"બસ કર! મ્હને વધારે સતાવીશ નહિ, હું આપઘાત કરીને મરી જઇશ."

"ત્હમારી રૈયત ત્હમને મરી ગયા સમાનજ ધારે છે. હવે મરવાનુ શું બાકી રહ્યું છે?

રાજબાના હૃદયવેધક મર્મપ્રહારો સાંભળીને જાલીમસિંહ અકળાયો. અને વાત ફેરવવાના હેતુથી તે પુછવા લાગ્યો.

"તુ અહીં કેમ આવી છે?"

"ત્હમને બરાબર સાવધાન કરવા માટેજ હું ત્હમારા પાસે આવીછું. વિજય અને નીરંજન ત્રીસ હજાર ભીલ સૈન્ય લઇને આ તરફ આવવાના સમાચાર મ્હને મળ્યા છે. પ્રભાવતીના પુત્રનું ખૂન થઇ ગયું, સરદાર ચંદ્રકુમાર પોતાના કેટલાક સોબતીઓ અને ત્હમે રાજનગરના અરણ્યમાંથી પકડીને કેદ કરેલા તમામ લુંટારાઓને લઇને

જેલમાંથી નાસી ગયો છે. આપણા લશ્કરમાં અને પ્રજાજનોમાં અસંતોષ વ્યાપેલો હોવાથી યોગ્ય મદદ મળે એવો સંભવ નથી. વ્હાલા ! હવે આપણે શું કરવું ? ”

રાજમાની વાત સાંભળીને જાલીમસિંહ વિચારસાગરમાં ડુબી ગયો, અને પોતાના માથે ઘેરાએલાં દુઃખનાં વાદળ દુર કરવાના ઉપાયો શોધવામા તલ્લીન બન્યો. થોડીવાર પછી ત્હેણે રાજમાને પૂછ્યુ.

“ પ્રિયા ! આપણા ખજાનામાં કેટલા રૂપીયા છે ? ”

“ એક દમડી પણ નથી. ” રાજમાએ નીસાસો નાખીને કહ્યું. ‘ સૈનિકોને છ માસથી બીલકુલ પગાર આપવામા આવ્યો નથી. ત્હમે લાખો રૂપીયા વેશ્યાઓને બક્ષીસ આપવામા અને મોજમઝાહનાં સાધનો મેળવવામાં ઉડાવી દીધા છે, અને છેવટે આવું દુઃખદ પરિણામ ઉત્પન્ન થયુ છે. તેથી હવે કાંઈક બંદોબસ્ત કરવો જોઈએ ”

“ રાજમા ! તુ ગભરાઈશ નહિ ! હુ વિજય અને નીરજનના સાથે યુદ્ધ કરીશ. હવે ત્હારા તથા મ્હારાં આભૂષણો વેચીને તથા વેશ્યાઓ અને આ નગરના શ્રીમંતોને લુટીને લડાઈનાં સાધનો માટે લાખો રૂપીયા મેળવીશ. બસ ! હવે તુ જા ! હું વિગ્રહની વ્યવસ્થા કરવા માટે પ્રવૃત્ત થાઉ છુ. ”

પોતાના પતિનાં ઉત્સાહવર્ધક વાક્યો સાભળીને રાજમા ખુશ થઈને ચાલી ગઈ. અને જાલીમસિંહ તુરત રાજસભામા જઈને યુદ્ધના રચનાત્મક કાર્ય માટે અધિકારી વર્ગની સલાહ લેવા લાગ્યો. છેવટે વિજયસિંહના સાથે લડાઇ કરવાનો ઠરાવ સર્વાનુમતે મંજુર થયો. રાજકુમાર જાલીમસિંહે પોતાના સૈનિકોને છ માસનો બાકી રહેલો પગાર ચુકવી આપવાથી. કેટલાક સ્વાર્થસાધક પ્રજાજનોને જાગીરોની

લાલચ આપવાથી, અને કેટલાક દેશદ્રોહી મનુષ્યોએ બાહ્ય આડંબર ધારક વફાદારી દર્શાવવાથી વિગ્રહ કરવાની તૈયારીઓ થવા લાગી. બુઝાતો દિપક જરા સતેજ થયો, અને યાદવા–સ્થળીના જેવો પ્રસગ પુનઃ ઉત્પન્ન થવાનાં ચિન્હ જણાવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૫ મું.

### " કર્મયોગની મીમાંસા "

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ॥**
**निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥**

ભાવાર્થ—અધ્યાત્મ ચિત્ત વડે સર્વ કર્મોને મ્હારામાં અર્પણ કરી આશા વગરનો, મમતા વગરનો, અને સતાપ વગરનો થઇને તું યુદ્ધ કર ! "

" **શ્રી કૃષ્ણગીતા** " અ૦ ૩ શ્લોક ૩૦.

× × × ×

આનંદપુર નગરથી એક ગાઉ દુર આવીને ભીલસૈનિકોએ પોતાનો મુકામ રાખ્યો હતો. ત્હેમનો સરદાર નીરંજન લડાઇની યુક્તિઓ સમજાવતો હતો અને મહાભારતમાંથી યુદ્ધનાં પ્રકરણો વાંચીને પ્રત્યેક સૈનિકને વિરરસથી ઓતપ્રોત કરતો હતો બે દિવસથી યુવરાજ વિજયસિંહ જોવામાં નહિ આવવાથી નીરંજન ભીલસૈન્યમા તપાસ કરવા લાગ્યો છેવટે પોતાની છાવણીથી દૂર એકાન્ત સ્થળે બેસીને વિજય-

સિહને રૂદન કરતો જોઇને નીરંજન આશ્ચર્યચકિત થયો, અને તુરત યુવરાજના પાસે આવીને કહેવા લાગ્યો:—

"રાજન્! ત્હમે રડો છો શા માટે? શું આ સમય રૂદન કરવાનો છે?"

"બન્ધુ! મ્હારી પ્રિય પ્રભાવતીનો વિયોગ હવે સહન થતો નથી અરેરે! તે બીચારીની શી દશા થઇ હશે?"

"યુવરાજ!" નીરજને કહ્યું. "મ્હે એક હજાર ભીલસૈનિકોની સરદારી આપીને ગઇ કાલે ચંદ્રકુમારને પ્રતાપગઢ તરફ રવાના કર્યા છે, અને હું ધારૂંછુ કે—આજે તે બધા દેવી પ્રભાવતીને લઇને અહીં આવી પહોંચશે. ત્હમે અધીરા થશો નહિ. આવા મંગલમય પ્રસગે હૃદયના બળને શીથિલ કરવું એ ત્હમારા જેવા વિર રાજપૂત યુવકને શોભાસ્પદ ન કહેવાય!"

"ભાઇ નીરજન! મ્હારા દીલની વાત હું ત્હને શી રીતે સમજાવું? સ્વામીજીના તથા ત્હારા આગ્રહથી મ્હે વિલાસના સાથે લગ્ન સબંધ કરેલો હોવા છતાં મ્હારા હૃદયમાથી પ્રભાવતીની પ્રેમ–પ્રતિમા જરાપણ દુર થતી નથી. અને આ જીવનપર્યંત તે પતિપરાયણ પ્રેમદાને હું વિસ્મૃત કરી શકીશ નહિ. બન્ધુ! હવે યુદ્ધ કરવાની મ્હારી ઇચ્છા નથી. કેટલાક દિવસોથી મ્હારા દિલમાં વૈરાગ્યનાં તત્વો ઓતપ્રોત થઇ ગયાં છે. આ રણક્ષેત્રમાં માત્ર મ્હારા સ્વાર્થની ખાતર અસંખ્ય નિર્દોષ મનુષ્યોના જીવનના બલીદાન દેવાય એ બાબત મ્હારાથી સહન નથી થતી. હવે તો હું અને મ્હારી પ્રભા કોઇ તિર્થક્ષેત્રમાં જઇને પ્રભુભજનમાં બાકીનુ આયુષ્ય વ્યતિત કરીએ. એજ મ્હારી અંતિમ મહત્વાકાંક્ષા છે."

વિજયસિંહના નિરાશાજનક વાક્યો સાંભળીને યુદ્ધવિર નીરજન અજાયબ થયો, અને શ્રીકૃષ્ણ પરમાત્માએ જેવી રીતે કુરૂક્ષેત્રમાં હૃદય બળ ગુમાવેલા અર્જુનને કર્મયોગની મીમાંસા સમજાવી હતી, અને રાજ-ધર્મ, માનવ-કર્તવ્ય, તથા સત્યાસત્યનાં તત્વો દર્શાવ્યાં હતાં, એવીજ રીતે યુવરાજ વિજયસિંહને નીરજન યૂક્તિપૂર્વક ધર્મયુદ્ધ કરવાના સિદ્ધાન્તો સમજાવવા લાગ્યો.

" રાજકુમાર ! અત્યારે ત્હમારા દેશમાં વ્યાપી રહેલો અત્યાચાર દુર કરવા માટે, પવિત્ર પુરૂષો તથા સ્વધર્મપરાયણ સન્નારીઓનુ રક્ષણ કરવા માટે, દેશમાં સુખ અને શાન્તિ ફરીથી સ્થાપિત કરી સત્તાથી ઉન્મત્ત બનેલા રાજ્યાધિકારીઓના જુલમમાંથી નિરાધાર રૈયતને બચાવવા માટે, અને પોતાના પિતાજીનુ ખૂન કરીને મહારાણા બનેલા જાલીમસિંહને ત્હેના પાપકર્મનો બદલો આપવા માટે આ યુદ્ધ કરવાની શું આવશ્યકતા નથી ? "

નીરજનનાં વાક્યો સાભળીને વિજયસિંહ વિચાર કરવા લાગ્યો એજ વખતે દુરથી સરદાર ચદ્રકુમારને બીજાસૈનિકો સાથે પ્રતાપગઢ તરફથી આવતો જોઇને ત હર્ષઘેલો બની ગયો. અને ઝટપટ ઉભો થઇને ચદ્રકુમારના સામે જઇને ત્હેને ભેટી પડ્યો. વિજયસિંહને નીરજને કહ્યુ હતુ કે—દેવી પ્રભાવતીને લઇ આવવા માટે સરદાર ચદ્રકુમારને પ્રતાપગઢમા મોકલ્યો છે, પણ અત્યારે ત્હેના સાથે પ્રભાવતી જોવામા નહિ આવવાથી યુવરાજ વિજયસિંહના મનમાં અશુભ વિચાર ઉત્પન્ન થયો, અને શકાગ્રસ્ત બનીને તે પૂછવા લાગ્યો

" ચંદ્રકુમાર ! દેવી ક્યાં છે ? તુ ત્હેમને અહી કેમ લાગ્યો નહિ ? "

ચદ્રકુમારથી એક શબ્દ પણ બોલી શકાગો નહિ. ત્હેનું હૈયું

શોકથી ઉભરાઇ જવા લાગ્યું. પરન્તુ થોડીવાર પછી તે સજળ નયને યુવરાજને કહેવા લાગ્યો—

" રાજન્ ! દેવી પ્રભાવતી આ સંસારમાં નથી. "

" હેં ! શું મ્હારી પ્રિયાનુ મૃત્યુ થયું ? "

" હા ! " ચન્દ્રકુમારે કહ્યું. " બાળયુવરાજનુ હરણ થયા પછી તુરત દેવી પ્રભાવતીએ દેહત્યાગ કર્યો હતો. "

વિજયસિહ પોતાની પ્રિયાના મૃત્યુના સમાચાર સાંભળતાં મૂર્છિત થઇને જમીનપર પડી ગયો, અને ચોધાર આસુએ રોવા લાગ્યો. ત્હેની આવી કરૂણાજનક સ્થિતિ જોઇને નીરજન, ચન્દ્રકુમાર, તથા તમામ ભીલ સૈનિકો પણ અશ્રુપાત કરીને કલ્પાન્ત કરવા લાગ્યા. અને યુવ-રાજને શુદ્ધિમા લાવીને આશ્વાસન આપવા લાગ્યા

" અરેરે ! " વિજયસિહ કહેવા લાગ્યો. " પ્રભુએ આ શુ કર્યું ? તે બીચારીને હું સુખ આપી શકયો નહિ. પ્રભા......મ્હારી વ્હાલી પ્રભા ! તુ ક્યાં ગઇ ? હાય ! મ્હારૂં જીગર ફાટી જાય છે, ત્હારો વિયોગ હવે મ્હારાથી સહન નહિ થાય. ઓ મ્હારી પ્રણય-પ્રતિમા ! તું મ્હને કયાં મળીશ ? "

વિજયસિહથી વધારે બોલી શકાયું નહિ. ત્હેના બંને મિત્રો આશ્વાસન આપવા લાગ્યા, પણ તેથી યુવરાજના હૃદયને જરાપણ શાન્તિ પ્રાપ્ત થઇ નહિ. પ્રિયાના વિયોગે પાગલ સમાન બનેલો વિજ-યસિંહ ફરીથી બોલવા લાગ્યો—

" બન્ધુઓ ! ત્હમે હવે મ્હારો ત્યાગ કરો. મ્હારે યુદ્ધ નથી કરવું ! આ ભીલસૈનિકોને સ્વગૃહે ચાલ્યા જવાની રજા આપો, અને મ્હને

કાઇ તિર્થસ્થળે જઇને મ્હારી પ્રિયાનુ સ્મરણુ કરીને બાકીનું આયુષ્ય પુરૂ કરવા માટે જવા દ્યો. "

" રાજન્ ! " નીરંજને કહ્યું. " ત્હમારા સ્વાર્થની ખાતર નહિ, પણ બાળયુવરાજ સુરસિંહના કલ્યાણાર્થે તો આ યુદ્ધ કરવાની અવશ્ય જરૂર છે એમ માનવુ શુ અનુચિત છે ? "

' સુરસિંહ—મ્હારો પ્રિય પુત્ર ! અરે ! તે ક્યાં છે ? પેલી રાક્ષસી રાજબાએ ત્હેને ક્યારનોયે યમલોકમાં મોકલી દીધો હશે ! "

" યુવરાજ ! ફિકર કરશો નહિ. ત્હમારો પુત્ર સુરક્ષિત છે. "

" હેં ! મ્હારો સુર ક્યાં છે ? "

" સ્વામી સ્નેહજ્યોતિના પાસે તે સલામત છે. " નીરંજને કહ્યું.

બાળયુવરાજ સુરસિંહના હરણુ સબધી બનેલી ઘટના હજુ સુધી વિજયસિંહના જાણવામાં આવી નહોતી. તેથી અત્યારે નીરંજને તમામ હકીકત તેને કહી સભળાવી. ઉલ્લાસ તથા પ્રભાવતીના એક સેવકનું મૃત્યુ, રાજબાની કુપટજાળ, અને આનંદપુર રાજ્યની આધુનિક સ્થિતિના સમાચાર સાંભળીને વિજયસિંહના દિલમાં અસહ્ય વેદના થવા લાગી. પોતાના પુત્ર સુરસિંહને જીવીત રહેલો સાંભળીને ત્હેને કંઇક આશ્વાસન મળ્યું. અને ભવિષ્યના કર્ત્તવ્ય સબંધી નીરંજનને પૂછવા લાગ્યો.

" ભાઇ ! હવે મ્હારે શું કરવું ? "

" યુવરાજ ! ત્હમારા દેશનો ઉદ્ધાર કરવા માટે, ત્હમારી પ્રિય રૈયતને રંજન કરવા માટે, અને ત્હમારો તથા ત્હમારી પ્રજાનો દ્રોહ કરીને માત્ર પોતાનો સ્વાર્થ સાધનારા માનવ-શયતાનોને યોગ્ય બદલો આપવા માટે આ યુદ્ધ કરીને વિજય મેળવવો "

" નીરજન...બન્ધુ ! મ્હારા હૃદયમાં અત્યારે અવનવા વિચારો ઉત્પન્ન થાય છે, મ્હને નિષ્કામ-ધર્મનુ મૂળ સમજાતું નથી."

" રાજન્ ! ત્હમારા અનિશ્ચિંત મનને સ્થિર બનાવો, સકલ્પથી ઉત્પન્ન થતી સઘળી વાસનાઓને સપૂર્ણ રીતે તજી દ્યો ! અને એક આદર્શ ક્ષત્રિયકુમાર તરિકે ત્હમારી પ્રજાનો ઉદ્ધાર કરવા, તેમજ દેશમાં સુખ તથા શાન્તિ ફેલાવવા માટે યુદ્ધ કરો ! અધર્મીઓ સાથે યુદ્ધ કરવુ એમા પાપ નથી, એ તો પ્રત્યેક મનુષ્યની સર્વોત્તમ ફરજ કહેવાય છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ગીતામાં અર્જુનને કહ્યું છે કેઃ–' પોતાના ધર્મને જોઇને પણ તુ ડગવાને યોગ્ય નથી. કેમકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધથી બીજુ કલ્યાણકારક છેજ નહિ. સુખ અને દુઃખ, લાભ અને અલાભ, જય અને પરાજય સરખાં ગણીને પછી યુદ્ધને માટે જોડાઇ જા ! એમ કરવાથી પાપ થશે નહિ. સ્વધર્મ તરિકે પ્રાપ્ત થએલા આ અનુપમ કર્મને જોઇને કાંપવુ, એ ત્હને ઘટતું નથી. મનુષ્યની ઇચ્છા હો યા ન હો, પણ તે સાથે ત્હેને કરવુંજ પડે છે. કર્મ છોડી દેવાના ભારમાં ન પડતાં ઇન્દ્રિયોનો મનથી નિગ્રહ કરીને અનાસક્ત બુદ્ધિએ કર્મેન્દ્રિય વડે કર્મ કરવાની યોગ્યતા વધારે છે. कर्म ज्यायो ह्यकर्मण. અકર્મ કરતા કર્મ શ્રેષ્ઠ છે–માટે તુ કર્મજ કર ! योगमातिष्ठोत्तिष्ठ કર્મ-યોગ સ્વીકાર ! અને યુદ્ધ કરવા માટે ઉભો થા !' સુજ્ઞ રાજન્ ! મ્હે ત્હમને ગીતોક્ત ધર્મમાંની વ્યાખ્યા સક્ષિપ્તરૂપે કહી સભળાવી છે. આ બોધવાક્યોને ત્હમારા અતરમાં ઉતારીને હવે યુદ્ધ કરવા માટે તૈયાર થાઓ ! એજ મ્હારી નમ્ર અભ્યર્થના છે "

નીરંજનની અમૃતમય વાણી સાંભળીને યુવરાજ વિજયસિહને પોતાના ધર્મનુ ભાન થયુ ત્હેના દિલમાંથી સંશયાત્મક વિચારો દુર

થયા, અને ત્હેની વૃત્તિઓમાં નવચેતન વ્યાપી ગયું. વૈરાગ્યમય ભાવનાઓને ઉત્તેજન આપીને સાંસારિક-ધર્મનો ત્યાગ કરવો, તેના કરતા સસારમા રહીને માનવ-ધર્મનું સર્વાશે પાલન કરવું એજ સન્માર્ગની મહત્તા સમજાયા પછી યુવરાજ કહેવા લાગ્યો.

" વ્હાલા સુહૃદ્ ! ત્હારા સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તો સાંભળ્યા પછી મ્હારા દિલમાં અજાબ ફેરફાર થઇ ગયો છે, હવે મ્હારા રાજ્યના રક્ષણ માટે, સુરસિહના શ્રેયાર્થે, અને મ્હારા ધર્મના પાલનાર્થે હું અવશ્ય યુદ્ધ કરીશ. આ વિગ્રહમાં વિજય મેળવવો અગર મૃત્યુને આધિન થઇને અમર નામના કરવી એજ મ્હે અંતિમ હેતુ નિયત કર્યો છે ધન્ય છે ! મ્હારા હૃદયાધાર મિત્ર ! હું ત્હારો આભારી થયોછું. ચાલો, હવે યુદ્ધની તૈયારી કરો ! "

વિજયસિહના શબ્દો સાંભળીને નીરજન તથા ચંદ્રકુમારના દિલમાં અપૂર્વ આનદ વ્યાપી ગયો. અને આ ત્રણ વિરયુવકો ભી સૈનિકો સાથે પોતાની છાવણીમાં જઇને વિગ્રહની વ્યવસ્થાઓ કરવા લાગ્યા



## પ્રકરણ ૨૬ મું.



### "રાજા કે યોગી ?"

"મ્હને બસ છોડ એ માયા,
　　　　હવે વનવાસ જાવા દે !
ગુફા ગિરનારની ગોતી,
　　　　અહા ! અહલક જગાવા દે !
"સગાના સ્નેહને છોડી,
　　　　પ્રભુથી પ્રીત થાવા દે !
શરીરે ભસ્મ ચોળીને,
　　　　હવે ધૂણી ધખાવા દે !

× × × ×

"મણિકાન્ત"

મધ્યરાત્રિનો સમય હતો, કૃષ્ણપક્ષની પચમી હોવાથી ચદ્રમાનો પણ અસ્ત થયો હતો, સર્વત્ર શાન્તિ હતી, યુવરાજના સૈન્યમાં ચોકીદારોના સજ્ઞાદર્શક અવાજ તથા ઘોડાઓના હણુહણાટ સિવાય બીજુ કઇ સાંભળવામાં આવતું નહિ. આ વખતે વિજયસિંહના લશ્કરમાંથી એક વ્યક્તિ પોતાના તબુનો ત્યાગ કરીને જગલ તરફ જવા લાગી. જરા દુર જતાં પહેરગીરે ત્હેને ઓળખીને નમન કર્યું. અને આ વ્યક્તિ સૈનિકને સાવધાન રહેવાની સૂચના કરીને ઝટપટ જગલ તરફ જવા લાગી. અને એક નિયત કરેલા સ્થળે આવીને ઉભી રહી એવામાં ત્હેણે કોઇ મનુષ્યના સગીતનો મધુર અવાજ સાભળ્યો

અને તે ધ્વનિ શ્રવણ કરતાં ગાનાર મનુષ્યને સહજમાં ઓળખી શકી. સંગીત ફરીથી ચાલુ થયું:—

" પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મુજ જીવનપન્થ ઉજાળ.
દુર પડયો નિજ ધામથી હું ને,
ઘેરે ઘન અંધાર.
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં,
નિજ શિશુને સંભાળ.
મ્હારો જીવનપન્થ ઉજાળ.

" ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ,
દુર નજર છો ન જાય;
દુર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલુ બસ થાય,
મ્હારે એક ડગલું બસ થાય.

" આજ લગી રહ્યો ગર્વમાં હું ને,
માગી મદદ ન લગાર;
આપ બળે માર્ગ જોઇને ચાલવા,
હામ ધરી મુઢ બાળ,
હવે માગુ તુજ આધાર.

" ભભક ભર્યા ચિન્હોથી હું લોભાયો ને,
ભય છતાં ધર્યો ગર્વ,

વિત્યાં વર્ષ લોક સ્મરણુથી,
સ્ખલન થયાં જે સર્વ,
મ્હારે આજ થકી નવુ પર્વ

" ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ.
આજ લગી પ્રેમભેર !

નિશ્ચે મ્હને તે સ્થિર પગલેથી,
ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમલજ્યોતિની સેર.

" કર્દમભૂમિ કળણુ ભરેલી ને,
ગિરિવર કેરા કરાડ;

ધસમસતા જળ વેગ પ્રવાહો:
સર્વ વટાવી કૃપાળ,
મ્હને પહોચાડશે નિજ દ્વાર.

" રજની જશે ને પ્રભાત ઉજળશે ને !
સ્મિત કરશે પ્રેમાળ;

દિવ્ય-ગણોનાં વદન મનોહર.
મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મ્હે ખોયાં હતાં ક્ષણુવાર.

"શ્રી નરસિંહરાવ દીવેટીયા."

સંગીત બંધ થયું અને ગાનાર મનુષ્ય પાસે આવતાં શ્રવણ કરનાર વ્યક્તિ કહેવા લાગી

" મહારાજ ! આપનો સન્દેશો મળતાં હું બરાબર સમયેજ અહીં આવીને રાહ જોતી હતી. કહો, પિતાજી ! હવે શી આજ્ઞા છે ? "

" વિલાસ ! " સ્વામી સ્નેહજ્યોતિ કહેવા લાગ્યા. મ્હેં અત્યાર સુધી ત્હારાથી ગુપ્ત રાખેલી કેટલીક વાતો આજે ત્હને કહી સંભળાવવાનો વિચાર રાખ્યો છે. આ યુદ્ધમાં કેવું પરિણામ આવશે ? કોનું મૃત્યુ થશે, અને કોણ વિજય મેળવશે ? તે બાબત સમજવી મુશ્કેલ છે તેથી મ્હારા દિલમાં ખાનગી રાખેલી વાતો ફક્ત ત્હનેજ કહી સંભળાવવાની ખાસ જરૂર છે. વિલાસ ! હવે આ યુદ્ધની પુર્ણાહુતિ થયા પહેલાંજ હુ ગીરનારની ગુફાઓમાં જઇને યોગ સાધના કરવાની ઇચ્છા રાખુછુ. બાળયુવરાજ સુરસિંહને તો મ્હે આપણા ગુપ્ત નિવાસસ્થાનમાં કેટલાક બીનસેવક તથા સેવિકાઓને સોંપ્યો છે. હવે હુ તે સ્થળે પાછો જવાનો નથી, તેથી તું બાળયુવરાજનું બરાબર રક્ષણ કરજે. બહાદુર બાળા ! તું વિજયસિંહને ચાહે છે ને ? "

" પિતાજી ! આપ એક સંન્યાસી હોવા છતાં વારંવાર મ્હારા આગળ પ્રેમ-પ્રકરણની ચર્ચા કરોછો એ બાબતથી મ્હને અજાયબી થાય છે. "

" ના, વિલાસ ! હું સન્યાસી નથી પણ આ આનંદપુર રાજ્યનો હક્કદાર મહારાણો છું. "

સ્વામી સ્નેહજ્યોતિના શબ્દો સાભળીને વિલાસ આશ્ચર્યચકિત થઇ ગઇ. અને સંન્યાસીના સામે એકાગ્રતાથી જોવા લાગી. ત્હેણે ધાર્યુ કે-અત્યારે સ્વામીજીનું ચિત્ત સ્વસ્થ નથી, તે દીવાના બની ગયા કે શું ?

" પુત્રી ! " સ્વામી સ્નેહજ્યોતિ કહેવા લાગ્યા. મ્હારા શબ્દો સાંભળીને તું શંકાગ્રસ્ત થઇશ નહિ. હું જે બાબત કહુંછું તે તદ્દન સત્ય છે. બ્હેન ! મ્હારી આત્મકથા ત્હને સંક્ષિપ્તમાં કહુ છુ તે સાંભળ ! વિલાસ ! અત્યારે હું આનંદપુર રાજ્યનો હક્કદાર રાજાછુ. સ્વર્ગસ્થ મહારાણા રાજસિંહનો જ્યેષ્ટ પુત્ર અમરસિંહ છુ, ત્હારા પતિ વિજયસિંહનો પિતા છું. વિલાસ ! હું પણ મ્હારા વિજયની માતાને મ્હાતો હતો, પ્યાર એ શું ચીજ છે ? અને પ્રેમનો પ્રભાવ કેવો છે, તે બાબત હું સારી રીતે જાણતો હતો–સમજતો હતો. આ પ્રેમની ખાતરજ મ્હારે ગૃહત્યાગ કરવો પડયો છે."

સ્વામી સ્નેહજ્યોતિને પોતાના ગૃહસ્થાશ્રમનું સુખ યાદ આવ્યું, સ્વર્ગસ્થ પત્નિની અને ત્હેના સમાગમની બાબતોનું સ્મરણ કરતાં ત્હેમનું દિલ શોકાતુર થઇ ગયું, પણ હૃદયમાં ઉછળતા તરંગોને હૃદયમાંજ સમાવી દઇને કહેવા લાગ્યા.

" બ્હેન વિલાસ ! મ્હારા પુત્ર વિજયસિંહનો જન્મ થયા પછી મ્હારી પ્રિયતમાનું મૃત્યુ થયું. આ અકાળ મરણની મ્હારા હૃદયને એટલી બધી અસર થઇ કે–મ્હેં આ દુ:ખમય સંસારનો ત્યાગ કરવાનોજ વિચાર નિયત કર્યો. અને શિકાર કરવાના બહાનાથી મ્હારા પિતાજીની રજા લઇને જંગલમાં ચાલ્યો ગયો. મ્હેં સાથે રાખેલા અંગરક્ષકોથી હું ખાનગી રીતે વિખુટો પડ્યો, મ્હારાં વસ્ત્રાભુષણો વિગેરે ઉતારી નાંખીને તે બધુ જંગલમાંજ ફેંકી દીધું, અને અગાઉથી તૈયાર કરી રાખેલી એક ભગવા રંગની કફની પહેરી લીધી. કે જેથી મ્હને કોઇ મનુષ્ય ઓળખી શકેજ નહિ. મ્હેં કેટલાક મનુષ્યોને યુક્તિપૂર્વક સમજાવીને આનંદપુરમાં મોકલ્યા, અને તમામ સ્થળે શિકાર

કરતાં હિંસક પ્રાણીઓથી મ્હારૂં મૃત્યુ થવાની અફવા ફેલાવી દીધી મ્હારા પિતાજીને તપાસ કરતાં મ્હે જંગલમા ફેંકી દીધેલાં વસ્ત્રાભુષણો મળ્યાં, અને મ્હારા મરણની ત્હેમને પણ ખાત્રી થઇ ચૂકી. પ્રિયાના વિયોગે અસ્વસ્થ બનેલા હૃદયને શાન્ત કરવા હુ તિર્થયાત્રા કરવા માટે બનારસ, ગયા, જગન્નાથ, અને રામેશ્વર તરફ ગયો એકાન્ત સ્થળે બેસીને માનવજીવનની મહત્તાના તથા પરમકૃપાળુ પરમાત્માની અગમ્ય લીલા સંબંધી વિવિધ વિચારો કરવા લાગ્યો. આ દુનિયામાં મ્હારી જીંદગી હયાત છે, એવું કોઇ પણ વ્યતિના જાણવામાં આવ્યુ નહિ છેવટે મ્હને રાજનગરના દેવ-મન્દિરમા રહેવાની અનિચ્છાએ ફરજ પડી રાજદ્વારી ખટપટો જોઇ, અને જ્યાં મ્હારી સેવાની આવશ્યકતા હોય ત્યા જઇને મ્હે સ્વધર્મ બજાવ્યો. વિલાસ! હવે આ સાંસારિક ઉપાધીઓથી મુક્ત થઇને હુ ગીરનારની ગુફાઓમાં મ્હારૂં બાકીનું આયુષ્ય વ્યતિત કરવાની ઇચ્છા રાખુંછુ."

સ્વામી સ્નેહજ્યોતિની પૂર્વકથા સાંભળીને વિલાસ ચકિત થઇ ગઇ. ત્હેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ સંન્યાસીનો શબ્દ-પ્રવાહ આગળ વધવા લાગ્યો.

"બ્હેન! તુ કોણ છે? ત્હારાં માબાપ કોણ છે? અને ત્હને મ્હારા પાસે શા માટે રાખવામાં આવી છે? આ બાબતની સપૂર્ણ હકીકત મ્હેં આ નોંધપોથીમાં લખેલી છે, તે લે અને મ્હારા ગયા પછી તેમાંની તમામ હકીકત તુ વાંચજે તથા મ્હારા પુત્રને પણ વંચાવજે. ત્હને મ્હારા પુત્રની પ્રિયતમા અને આનંદપુર રાજ્યની મહારાણી બનાવવી હતી. તે આશા સફળ થઇ છે. મ્હારા પ્રિય વિજયની સેવા કરીને ત્હારૂં જીવન સફળ કરજે. વિલાસ! હવે હુ ત્હારા પાસેથી સદાને માટે જાઉં છુ"

" પિતાજી ! " વિલાસ સજળ નયને કહેવા લાગી. મ્હને પણ આપના સાથેજ લઇ જાઓ. "

" ના ! બ્હેન ! હજુ તું અજ્ઞાન છે, ત્હારે તો મ્હારા પુત્ર તથા પૌત્રની અને આનંદપુર રાજ્યની મહત્તા વધારવાની પ્રવૃત્તિ કરવાની છે. મ્હારી યોગ સાધનામાં ત્હને સાથે રાખવાની હવે જરાપણ જરૂર નથી. તું સુખી થા ! અને ત્હારો સ્ત્રી ધર્મ અદા કર ! એજ મ્હારી અન્તિમ્ આશીષ અને આશા છે "

" મુરબ્બી ! આ યુદ્ધનું પરિણામ શું આવશે ? "

" બ્હેન ! **જ્યાં સત્ય છે ત્યાંજ આખરે જય થાય છે. હજારો હરામીઓ પારકો માલ પડાવી લઇને પોતાની અધમ ઇચ્છાને તૃપ્ત કરે છે, પણ અંતે તો અસત્યનો ક્ષય અને સત્યનો વિજય કરીને પ્રભુ તમામ પરિસ્થિતિ ફેરવી નાંખે છે.** "

આટલા શબ્દો કહીને સ્વામી સ્નેહજ્યોતિ ઉભા થયા, વિલાસનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તે પોતાની આંખો ઉપર બે હાથ રાખીને રૂદન કરવા લાગી હતી. થોડા સમય પછી ત્હેણે આંખો ઉઘાડીને આસપાસ નજર ફેરવી તો સન્યાસીની દિવ્યમૂર્તિ જોવામાં આવી નહિ. તેથી વિલાસ " શું પિતાજી ગયા ? " આટલા શબ્દો બોલીને મૂર્છિત થઇ પૃથ્વીપર ઢળી પડી.

---

# પ્રકરણ ૨૭ મું.

—◆◆—

## " પ્રોત્સાહન. "

" વીર ! મરી મૃત્યુ દીપાવો,
　　　　ફરી જીવાય તો જશ સાથ;
વીર ! મરી જીવન્ત બનાવો,
　　　　જીવતાં મુડદાં કઇ લાભ. "
વદા સ્વર્ગ સચર્યા સેનાનીના,
　　　　સ્હાય અમરગણ સેવ !
　　　　ગજવો હર હર મહાદેવ.

× × ×

" કેશવ૦ હ૦ શેઠ "

આનંદપુર નગરની ચોતરફ ભીલસૈન્ય વીંટાઇ જવાથી જાલીમસિંહે શહેરના કીલ્લાના તમામ દરવાજા બંધ કરાવી દીધા હતા દુકાનદારોએ પોતાની દુકાનો બંધ કરી, અને ખેડુતોએ કૃષિકાર્ય છોડી દીધુ. બાળક. બાલિકાઓ, સ્ત્રીઓ તથા વૃદ્ધ પુરૂષોએ શહેરમા ફરવાનુ બંધ કર્યું હતુ. જ્યાં જુઓ ત્યાં બધે ફક્ત સૈનિકો સિવાય બીજું કોઇ મનુષ્ય જોવામા આવતુ નહોતુ.

એક વર્ષ પહેલાં જાલીમસિંહ જેવા પ્રભાવશાળી સેનાપતિ તરીકે હતા, એવાજ અત્યારે તે દેખાવા લાગ્યો હતો. રાત્રિદિવસ પરિશ્રમ કરીને ત્હેણે પચાસ હજાર માણસોને પોતાના લશ્કરમા દાખલ કર્યા હતા અને પ્રત્યેક સૈનિકને અપૂર્વ સંતોષ આપવાની દરકાર

રાખતો હતો. રાજબાએ પોતાના આભૂષણો વેચીને રાજકર્મચારીઓના ૭ માસથી બાકી રહેલા માસીક પગારો ચુકાવી આપેલા હોવાથી હવે પરિસ્થિતિ પલટાઇ ગઇ હતી. જાલીમસિંહે આનંદપુર રાજ્યના તમામ શ્રીમતો અને વારાંગનાઓના પાસેથી પુષ્કળ ધન મેળવ્યું હતું. આ ધન મેળવતાં ત્હેણે પોતાની સત્તાનો છુટથી ઉપયોગ કરીને અસખ્ય લોકોને ત્રાસ આપ્યો હતો. વિજયસિંહના સાથે યુદ્ધ કરવાની વ્યવસ્થા કરીને જાલીમસિંહ રાજબાના પાસે આવ્યો, અને વિગ્રહ યોજનાની હકીકત કહેવા લાગ્યો.

"પ્રિયા ! આવતી કાલે સ્હવારે હું કિલ્લાના દરવાજા ઉઘાડીને યુદ્ધક્ષેત્રમાં જઇશ. અને વિજય તથા નીરંજનને મ્હારા બાહુબળનો પરિચય કરાવીશ. તું નગરનું બરોબાર રક્ષણ કરજે. હવે યુદ્ધ કર્યા સિવાય બીજો એક પણ ઉપાય રહ્યો નથી. વ્હાલી ! આ લડાઇમા મ્હારી જીન્દગી સલામત રહે એવો સંભવ નથી, હું જરૂર મરી જઇશ "

"ત્હમને કોણ મારે છે ?" રાજબાએ હાસ્યયુક્ત વદનથી પૂછ્યું. "સાબાશ ! આનંદપુર રાજ્યના મહારાણા ! ત્હમને કોની ઉપમા આપું ? રાજપૂતને વળી મરણનો ભય હોય કે ? ત્હેણે તો પોતાના સિદ્ધાન્તની ખાતર આત્મ-સમર્પણ કરવું પડે તો પણ તેથી જરાયે ડરવું જોઇએજ નહિ. ત્હમારા પાસે પચાસ હજાર સૈનિકો અને લડાઈ કરવાનાં તમામ સાધનો હોવા છતા આવા નાહિમ્મત શા માટે થાઓછો ? મૃત્યુથી કેમ ડરોછો ? યુદ્ધ કરતાં મરવું એ તો ક્ષત્રિયને મન એક રમત છે–જીન્દગીની અનુપમ મઝા છે. આયુષ્યની કિમ્મત કેટલી છે એ બાબતની શું ત્હમને ખબર નથી ? જો ત્હમારે આવી રીતે નિરાશા અને મૃત્યુના ભયનેજ હૃદયમાં સ્થાન આપવું હોય

તો ત્હમે સુખેથી રાણીનિવાસમાં બેસી રહેજો. ત્હમારી વતી હું યુદ્ધ ક્ષેત્રમાં જઇશ, અને મ્હારી વિરતાનો પરિચય કરાવીશ."

"ના, રાજબા ! મ્હારી દિલજાન ! હું છુપાઇ રહું, અને તું લડવા માટે જાય એ બાબત મ્હને શોભાસ્પદ કહેવાય નહિ. મ્હને યુદ્ધ કરવાની ઇચ્છા થાય છે, મ્હારો વિજય વાવટો ફરકાવવાની મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે, પણ ફક્ત મરવાની મરજી થતી નથી, અરે, રાજબા ! લડાઇ કરતાં કદાચ હું મરી જાઉં તો-ત્હારી અને મ્હારી તથા આ બધી જાહોજલાલીની શી દશા થાય ? આવું ઉત્તમ પ્રકારનું રાજસુખ કોણ ભોગવે ? આજ બાબતના વિચારો કરીને મ્હારા જીગરની શક્તિ શીથિલ થઇ ગઇ છે."

જાલીમસિંહના નિરાશાજનક શબ્દો સાંભળીને રાજબાને ત્હેના પ્રત્યે તિરસ્કાર આવવા લાગ્યો, અને જાલીમસિંહને પ્રોત્સાહનજનક શબ્દો કહેવા લાગી.

"મ્હારા પ્રિય પ્રિયતમ ! ત્હમે જરાપણ ગભરાશો નહિ. હું પુરૂષનો વેશ ધારણ કરીને ત્હમારા પાસેજ રહીશ. અને ત્હમારા અંગરક્ષક તરીકે કામ કરીશ. મ્હારા વ્હાલા ! હવે ત્હમે નિશ્ચિંત થયા ને ? ચાલો, મધ્યરાત્રિનો સમય થઇ ગએલો હોવાથી હવે આરામ લ્યો, અને ત્હમારા દિલમાંથી શંકાગ્રસ્ત વિચારોને દુર કરીને નવચેતન પ્રગટાવો."

જાલીમસિંહ અને રાજબા પોતાના શયનગૃહમાં ગયાં, અને શાન્તિપૂર્વક નિદ્રા લેવા લાગ્યાં. જ્યારે સ્હવાર થયું ત્યારે આ દંપતિ જાગૃત થઇને યુદ્ધમાં જવાની તૈયારીઓ કરવા લાગ્યાં. સૈનિકોએ પોતાનાં હથીયારો તૈયાર કર્યા, નોબતોના ઉત્સાહવર્ધક અવાજ થતા

હતા, અને દરેક સૈનિક પોતાના મહારાણાના હુકમની રાહ જોવા લાગ્યો હતો. જાલીમસિંહ લડાઇનો પોશાક પહેરીને ઘોડાપર બેઠો, રાજબાએ ત્હેને શસ્ત્રો આપ્યા, અને પોતાના પતિને પ્રોત્સાહન આપવા માટે તે નીચેનુ રણગીત ગાવા લાગી:—

" ચલો, શૂરવીર ! ચલો જઇએ,
સુભટનો યશમારગ લઇએ:
સુણો સુતા કેશરી જાગે,
કે રણનાં રણશીંગડાં વાગે. "

" ઉગ્યા સ્થળ સ્થળ ક્ષત્રિય જાયા,
શ્રીકૃષ્ણે વરદ શંખ વાયા;
શૂરાએ શસ્ત્ર-કવચ લીધાં,
કે ભીષ્મે સિંહનાદ કીધા. "

" ચડ્યા રણરથે રાય રાણા,
મહાભારત વળી મંડાણાં:
અહો ! જગની હાકલ વાગે,
જગતના શૂરવીરો જાગે. "

" ઉભો જા ! લઇને યશમાળા,
અમરને દ્વાર અમર બાલા,
ચલો ઝટ ચલો, વીર બંકા !
અમર મારગ દ્યો રણડંકા. "

× × ×

" કવિશ્રી ન્હાનાલાલ "

રાજબાનું રણગીત સાંભળીને જાલીમસિંહના શીથિલ થએલા હૃદયમાં અપૂર્વ જાગૃતિ વ્યાપી ગઈ, હવે ત્હેણે યુદ્ધ કરવાનો નિશ્ચય કરેલા હોવાથી શહેરના દરવાજા ઉઘડાવ્યા, અને 'હરહર મહાદેવ' ના જયનાદ કરતો પોતાના સૈન્ય સાથે યુવરાજની છાવણીના સામે આવીને ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

### " યાદવાસ્થળી. "

" ઝાઝા નબળા લોકથી. કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર. "

**" કવિ શ્રી દલપતરામ. "**

"રાજકુમાર ! હું ત્હમારા પાસે એક વિનતિ કરવા માટે આવ્યો છું."

" વ્હાલા નીરંજન ! " વિજયસિંહે કહ્યું " મ્હારા પાસે વિનંતિ કરવાની આવશ્યકતા હોયજ નહિ. કહો, ત્હમારી શી ઇચ્છા છે ? "

" રાજન્ ! આજે ત્હમે યુદ્ધમાં જશો નહિ. આપણા લશ્કરના મુખ્ય અધિપતિ તરીકે ત્હમારી વતી હુંજ કામ કરીશ. "

" નીરંજન ! ત્હમારૂં કહેવું ઠીક છે. પરન્તુ એમ કરવાથી લોકો શું કહેશે ? રણક્ષેત્રમાં મ્હારી ગેરહાજરી જોઇને કેટલાક સૈનિકોના મનમાં વિવિધ પ્રકારની શંકાઓ ઉત્પન્ન થશે, અને એમ થતાં મ્હારા દિલમાં પણ સખ્ત વેદના વ્યાપી જશે. પરન્તુ ત્હમારી ઇચ્છાને આધિન થઇને ફક્ત આજનો દિવસ હું યુદ્ધમાં ભાગ નહિ લેવાનું કબુલ કરૂંછું. "

યુવરાજ અને નીરજન વાર્તા-વિનોદ કરતા હતા, એજ વખત આનંદપુર શહેરના દિશાપર બદુંકાના અવાજો થવા લાગ્યા, અને તુરત દરવાજો ઉઘડી ગયો જલીમસિહને લડવા માટે આવેલા જોઇને નીરંજનને ઘણો આનંદ થયો, ત્હેણે પોતાની બસી વગાડીને ભીલ-સૈનિકોને સાવધાન રહી યુધ્ધનો આરભ કરવાની સૂચના કરી, અને લશ્કરના અગ્રભાગમાં આવીને પોતાના ઘોડાને ઉભો રાખ્યો. રાજપૂત અને ભીલ સૈનિકો વચ્ચે અરસ્પરસ કાપાકાપી થવા લાગી, રણક્ષેત્રમા રક્તની નદીઓ વહેવા માંડી, તલવારો, તીર, બદુંકો, તથા ભાલા-ઓના મારથી અસંખ્યાબધ સૈનિકો મૃત્યુને શરણ થવા લાગ્યા. ઘોડા, અને હાથીઓના આર્તનાદ, તથા શસ્ત્રોના ખણખણાટથી ચારે દિ-શાઓ ગાજી રહી, અને બને પક્ષના સૈનિકો તરફથી નિ:સીમ વીરતા દર્શાવવાની લાગણી જોવામાં આવતી હતી.

આ સમયે નીરજન પોતાના લશ્કરના મોખરે આવ્યા હતા. યુવરાજ વિજયસિંહ એક ઝાડ ઉપર બેસીને આ બધું દસ્ય જોઇ રહ્યો હતો ત્હેને આજે નીરજનની સર્વોત્કૃષ્ટ વીરતા જોવી હતી, યુવરાજ પોતાના હિતચિન્તક સુહૃદને જોઇને ખુશી થતો હતો. અને આવા સાત્વિક હૃદયનો મિત્ર મેળવવા માટે પોતાને ભાગ્યશાળી સમજીને પ્રભુના આભાર માનતો હતો. નીરંજનનું આવું અનુપમ સૌન્દર્ય ત્હેણે કદી જોયુ નહોતું. ત્હેના સર્પાકારે લટકી રહેલા કેશ, હાથમા પકડેલું તેજોમય ખજર, ભગવા રગનો બાંધેલો ફેટો, અને યુધ્ધકળાની કુશળતા જોઇને વિજયસિહ મુગ્ધ થયો ત્હેના દિલમાથી ક્ષણભર રણક્ષેત્રની વાત પણ ભૂલી જવાઇ, અને પોતાના દિલદાર દોસ્તના સામેજ એ-કાગ્રતાથી જોવા લાગ્યો હતો આ વખત જાલીમસિહના એક સૈનિક

આવીને યુવરાજ વિજયસિંહનું મસ્તક કાપી નાંખવા માટે પોતાની તલવાર ઉંચી કરી. આ બનાવ જોઇને ચતુર ચંદ્રકુમારે તુરત પોકાર કર્યો

"રાજકુમાર! સાવધાન!"

ભયંકર કોલાહલ થતો હોવા છતાં વિજયસિંહે ચંદ્રકુમારનો અવાજ સાંભળ્યો, અને તુરત ઉભો થઇને પોતાનું ખૂન કરવા આવેલા રાજપૂત સૈનિકનું શીર તલવારથી ઉડાવી દીધું હવે વિજયસિંહના દિલમાં અપૂર્વ જુસ્સો વ્યાપી ગયો. પરન્તુ ત્હેણે આજે લડાઇમાં ભાગ નહિ લેવાની નીરંજનના પાસે કબુલાત કરેલી હોવાથી અનિચ્છાએ શાન્ત બેસી રહ્યો. પણ વીધીની લીલા કંઇ જુદીજ હોય છે. રાજકુમાર જાલીમસિંહે જ્યારે યુવરાજને નિવૃત્ત બેસી રહેલો જોયો, ત્યારે ત્હેણે બરાબર નીશાન તાકીને વિજયસિંહની છાતીમાં એક તીર માર્યું. અને આ તીર વાગતાં તે બેભાન થઇને જમીનપર પડી ગયો પોતાના મહારાણાને ઘાયલ થએલા જોઇને કેટલાક ભીલ સૈનિકો ચતુરાઇ વાપરીને વિજયસિંહને ત્હેના તંબુમાં લઇ ગયા અને વાગેલું તીર ખેંચી ક્હાડીને બરાબર સારવાર કરવા લાગ્યા.

હવે જાલીમસિંહે પોતાના ઘોડાને નીરંજનના સામે ઉભો રાખ્યો ઘણા દિવસે પોતાના શત્રુને નજીક આવીને ઉભો રહેલો જોઇને નીરંજન પ્રસન્ન થયો અને જુસ્સાદાર અવાજથી કહેવા લાગ્યો.

'શયતાન! તું આવ્યો? ચાલ, ઠીક થયું! હવે મ્હારા સાથેજ યુદ્ધ કર, અને ભીલ–સરદારના ભૂજબળની પરીક્ષા કરી લે'

નીરંજનના શબ્દો સાભળીને જાલીમસિંહ હસવા લાગ્યો. અને પોતાના હાથમાં પકડેલી તલવાર બતાવીને બોલ્યો

" નીરંજન ! શું તુ મ્હને ઓળખતો નથી ? મ્હારા બાહુબળની પરીક્ષા ત્હને હમણાંજ કરાવું છું "

" નરાધમ જાલીમ ! હું ત્હને બરાબર ઓળખુ છું. પોતાના પિતાની હત્યા કરનારા શયતાનની વિરતાનો મ્હને સંપૂર્ણ અનુભવ છે. આજે મ્હારાજ હાથે ત્હારૂં મૃત્યુ થશે, એ બાબત બરાબર સમજી લેજે ! "

" નાદાન છોકરા ! " જાલીમસિંહે કહ્યું. ' ત્હારો માલીક વિજયસિંહ મ્હારા તીરથી ઘાયલ થઇને ક્યારનોયે પરલોકમાં પહોંચી ગયો હશે. હવે તુ આ યુદ્ધ કોના માટે કરે છે ? જે થવાનું હતુ તે થઈ ગયુ. ત્હારા બાલ-સૈનિકોને રજા આપીને મ્હારા સાથે સલાહ કર ! અને ત્હારા અપરાધો માટે ક્ષમા-યાચના કરીને મ્હારા શરણમા આવ ! "

" શાબાશ ! પોતાના પિતાનું ખૂન કરીને રાજગાદી મેળવનાર જાલીમ ! ત્હારા શબ્દો સાભળીને મ્હને હસવુ આવે છે. ત્હારા સાથે સલાહ કરૂં ? કદિ નહિ ! સર્પને દુધ પાઇને ઉછેરવા કરતાં ત્હેને છુંદી નાખવો એજ હિતકારક હોઇ શકે ત્હારી સોનેરી જાળમાં હુ સપડાઇ જાઉ એમ માનીશ નહિ, આજે તો હુ ત્હારૂં ખૂન કર્યા સિવાય રહેવાનોજ નથી. "

" નીરંજન ! સ્વામી સ્નેહજ્યોતિએ મ્હને કહ્યુ હતું કે-કોઇ પુરૂષના હાથે ત્હારૂ મરણ નહિ થાય, એટલે ત્હારા શબ્દો સાંભળીને હુ ડરી જવાનો નથી "

" નરાધમ જાલીમ ! હુ પુરૂષ નથી, પણ સ્ત્રી છુ મ્હારૂં નામ વિલાસ છે "

"હેં ! શું વિલાસ ?" જાલીમસિહ ચમક્યો, અને કહેવા લાગ્યો. 'ભીલ-સરદાર નીરંજન અને અરણ્યબાળા દીવાની વિલાસ એ એકજ વ્યક્તિ હશે, એ બાબતની મ્હને અત્યારેજ ખબર પડી છે ઠીક, વિલાસ ! તું સ્ત્રી છે, પણ કોઇ અબળાના હાથે મ્હારૂં મરણ નહિ થાય એવી સ્વામી સ્નેહજ્યોતિએ મ્હને ભવિષ્યવાણી કહી હતી."

"હરકત નહિ, મ્હારા વેશ પરિવર્તનથી હું પુરૂષ નથી, તેમ એક અબળા-સ્ત્રીજાતિ પણ દેખાતી નથી. આવી સ્થિતિમાંજ આ ખંજરથી હું ત્હારૂં જરૂર ખૂન કરીશ."

વિલાસના શબ્દો સાંભળીને જાલીમસિહના હૃદયમાં ક્રોધ અને ધિક્કાર જાગૃત થયો. ત્હેણે તુરત પોતાની તલવારનો વિલાસના મસ્તકપર ફટકો માર્યો, ચતુર વિલાસે તે ઘાને ચૂકાવીને પોતાના ઘોડાને ફેરવ્યો. અને એક હાથમાં પકડેલું ખંજર જાલીમસિહની છાતીમા મારીને ત્હેને જમીનપર ફેકી દીધો. અચાનક પોતાના મહાગણાને ઘાયલ થએલો જોઇને રાજપૂત સૈનિકો ગભરાયા, અને આત્મ-રક્ષણાર્થે નાસવા લાગ્યા. આ વખતે રાજબાએ નાસી જતા સૈન્યને રોકવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ થવાથી વિલાસના સાથે દ્વંદયુદ્ધ કરવા માટે તૈયાર થઇ. બંને રમણીઓએ અરસ્પરસ પોતાના હથીયારો ચલાવવા માંડયા, પણ આખરે રાજબાને વિલાસે પકડી લીધી. અને પોતાના ભીલસેવકોની મદદથી ત્હેને કેદ કરી.

વિલાસના ખંજરનો ઘા વાગવાથી જાલીમસિહ ચીસ પાડીને ઘોડાપરથી પૃથ્વીપર પડ્યો હતો. હવે ત્હેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. અને થોડો સમય તરફડીને ત્હેનો પાપી આત્મા આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરીને પરલોકમાં ચાલ્યો ગયો. આવું ભયંકર દૃશ્ય

જોઈને રાજબાની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, પરન્તુ તે બાબતની દરકાર નહિ રાખતાં વિલાસ રાજબાને પોતાના માથે લઈને યુવરાજ વિજયસિંહના પાસે આવી પહોંચી. અને બેભાન થએલા યુવરાજની માવજત કરવા લાગી વિલાસ જેવી અનુપમ સુન્દરીના હસ્તનો સ્પર્શ થતા વિજયસિંહને જરા ભાન આવ્યું. ત્હેણે આંખો ઉઘાડી, અને ધીરેધીરે કહેવા લાગ્યો.

"બન્ધુ નીરંજન ?"

"નાથ ! હવે હું નીરંજન નહિ. પણ આપની દાસી વિલાસ છું." વિલાસે પહેરેલો પુરૂષનો પોષાક ઉતારતાં કહ્યું. આવો અજબ ફેરફાર થએલો જોઈને વિજયસિંહ આશ્ચર્યચકિત થયો, અને કહેવા લાગ્યો

"શું વિલાસ એજ નીરંજન ?"

"હા મ્હારા વ્હાલા ! મ્હેં આપને અત્યાર સુધી ઠગ્યા હતા. સ્વામીજીની સલાહથી હું મ્હારા પહેરવેશમાં સમયાનુકુળ પરિવર્તન કરતી હતી અને પુરૂષના વેશમા 'નીરંજન' એ નામાભિધાનથી ઓળખાતી હતી"

"સાબાશ ! વિલાસ ! તું પણ બહુ ચતુર છે હોં ! ! !"

"નાથ ! આપના પવિત્ર પ્રેમે અને સમાગમે મ્હને ચતુર બનાવી છે પણ વ્હાલા ! સ્વામી સ્નેહજ્યોતિ-આપના પિતાજી ગયા."

"કયા પિતાજી ?" વિજયસિંહે અધીરાઈથી પૂછ્યું.

"સન્યાસી મહારાજ સ્નેહજ્યોતિ. જે મહાત્માની શીતળ છાયામા રહીને આપે એક વર્ષ વ્યતિત કર્યું. તે મહાપુરૂષ સંન્યાસી નહિ, પણ

ગૃહત્યાગ કરીને ચાલ્યા ગએલા આપના પિતાજી અમરસિંહ હતા."
આકાશમાંથી વિજળી પડતાં જેવી રીતે મનુષ્ય ચમકે છે, એવી રીતે વિજયસિંહ ચમક્યો. અને ઘડીભર મૌન રહીને કહેવા લાગ્યો.

"મ્હારા પિતાજી આ સંસારમા હયાત છે, આ સમાચાર સાંભળીને મ્હારા હૃદય-સાગરમા આનન્દ-તરંગો ઉછળવા લાગ્યા છે. વિલાસ! કહે આ હકીકત ત્હને કેવી રીતે મળી? અને હવે મ્હારા પિતાજીની મ્હને મુલાકાત ક્યારે થશે?"

"પ્રાણાધાર! ગઈ કાલે રાત્રે મ્હે આપણી છાવણીથી એક ગાઉ દુર જંગલમા સ્વામીજીની મુલાકાત લીધી હતી, તે વખતે ત્હેમણે પોતાની આત્મકથા મ્હને કહી સંભળાવીને બધો ભેદ ખુલ્લો કર્યો હતો વળી ત્હેમણે પોતે લખેલી એક ખાનગી નોંધપોથી પણ મ્હને આપી છે. અને આ નોંધપોથી વાંચતાં મ્હારા જીવન-સબંધી પણ કેટલીક અજબ ઘટનાઓ મ્હારા જાણવામાં આવી છે. વ્હાલા! આપના પિતાજી હવે યોગસાધના કરવા માટે ગીરનારની ગુફાઓમાં ચાલ્યા ગયા છે, અને ભવિષ્યમાં મુલાકાત નહિ થવાની પણ મ્હને સૂચના આપેલી હોવાથી હવે પુન ત્હેમનાં દર્શન થાય એવી જરાપણ આશા રહી નથી."

વિલાસે કહેલી વાત સાભળીને હવે વિજયસિંહનું હૈયું વિષાદથી ચીરાઇ જવા લાગ્યું અને પોતાના પિતાનો વિયોગ અસહ્ય લાગવાથી તે સજળ નયને કહેવા લાગ્યો.

"અફસોસ.. ..પિતાજી! ત્હમે આ શું કર્યું? મ્હને ત્હમારી ઓળખાણ શા માટે આપી નહિ! અરે! હવે તો મ્હારા કમનસિબમા ત્હમારો વિયોગ ભોગવવાનોજ રહ્યો."

કલ્પાન્ત કરતા યુવરાજને આશ્વાસન આપીને વિલાસ કહેવા લાગી.

" પ્રાણેશ્વર ! હુ પણ આપના પિતાજીના એક રાજપૂત–સેવકની પુત્રી છું. જ્યારે આપનાં માતુશ્રીનો સ્વર્ગવાસ થયો. અને તે પવિત્ર દેવીનો વિયોગ સહન નહિ થવાથી આપના પિતાજી શીકાર કરવાના બહાનાથી ગૃહત્યાગ કરીને સન્યાસીના વેશમાં દેશાટન કરવા માટે ચાલ્યા ગયા, અને આખા દેશમાં ત્હેમણે પોતાના મૃત્યુની અફવા ફેલાવી, ત્યાર પછી મ્હારાં માબાપ પણ તિર્થયાત્રા કરવા માટે નીકળ્યાં હતા. દૈવયોગે મ્હારી માતા અને મ્હારા પિતાનો એક અરણ્યમા સ્વર્ગવાસ થયો હતો. આવુ હૃદયભેદક દશ્ય અચાનક આપના પિતાજીના જોવામાં આવતા ત્હેમણે એ બને મૃતદેહોનો અગ્નિ–સસ્કાર કરીને મ્હને બચાવી. આ વખતે મ્હારી ઉમ્મર ફક્ત બે વર્ષની હતી. આપના પિતાજીએ રાજનગરમાંના દેવમન્દિરમાં પોતાનો નિવૃત્તિ–નિવાસ રાખીને મ્હારૂં સરક્ષણ કર્યું છે. આ બધી હકીકત આપના પિતાજીએ લખીને મ્હને આપેલી નોંધપોથી વાચવાથી આપ સપૂર્ણ રીતે સમજી શકશો "

વિલાસ અને વિજયસિહ વાર્તાલાપ કરતાં હતાં, તે વખતે સરદાર ચદ્રકુમારે આવીને કહ્યું કે—

" રાજન ! આનદપુરના પ્રજાજનો આપનો સત્કાર કરવા માટે નગરના કિલ્લાના મુખ્ય દરવાજા પાસે આવીને રાહ જુએ છે, તથા આપણુ લશ્કર પણ તૈયાર થઇ ગયુ છે માટે હવે પધારો ! "

ચદ્રકુમારની અભ્યર્થના સાંભળીને યુવરાજ, સુરસિહ અને વિલાસ એક હાથીપર બેસીને રાજગઢ તરફ જવા લાગ્યાં. અને જ્યારે તેઓ દરવાજામા દાખલ થયા ત્યારે ક્ષત્રિયકુમાર વીર કિશોરસિહે, તથા કેટલાક વફાદાર પ્રજાજનોએ ત્હેમનો અપૂર્વ સત્કાર કર્યો અને ' મહારાણા વિજયસિહની જય ' એવા ગગનભેદક અવાજોથી તમામ રાજભક્તોએ પોતાના હૃદયનો અખડાનદ દર્શાવ્યો

---

# પ્રકરણ ૨૯ મું.

## " સત્યનો જય. "

" સહત સંતાપ આપ પરકો મીટાવે તાપ;
કરૂણા કો દ્રુમ શુભ છાયા સુખકારી હે.
" શુરવીર ક્ષમાવાન,-કોટી-પતી માન નાહી;
જ્ઞાનકો નીધાન,ભાન ગંભીર ગુણધારી હે.
" દોષ દીસ નહિ લેવે શરન આવે શીશ દેવે;
પરમારથ વૃત્તી જીનકુ મન પ્રાણ પ્યારી હે.
" કહત હે કવિ ગંગ, સુનો મેરે દીલ્હીપતિ.
વિશ્વમે ઐસેસો સજ્જનકી બલીહારી હે.

× × × ×

" કવિ ગંગ "

" દેવી ! આપના પાસે આ કોનું બાળક છે ? ' કેટલાક રાજ-કર્મચારીઓ અને પ્રજાજનો વિલાસને પૂછવા લાગ્યા.

" ભાઇઓ ! આ ભાગ્યશાળી બાળક હમારા રાજનના પુત્ર અને આનંદપુર રાજ્યના ભવિષ્યના મહારાણા છે. દેવી પ્રભાવતીએ આ બાળયુવરાજ સુરસિંહને પ્રતાપગઢમાં જન્મ આપ્યો હતો, અને ત્યાંથી રાજઆના ઘાતકો દ્વારા આ ભાગ્યવંત બાળકનું મ્હે ખૂન થતું અટકાવીને રાજનગરના દેવમન્દિરમાં બરાબર સાવધાનીથી રાખવાનો બંદોબસ્ત કર્યો હતો. "

વિલાસની વાત સાંભળીને તમામ શ્રોતાજનોના હૃદયમાં અપૂર્વ આનંદ થયો અને તમામ લોકો આ સદ્‌ભાગી દંપતિ તથા બાળયુવરાજને શુભાશિર્વાદ આપવા લાગ્યા વિજયસિંહના પિતા અમરસિંહે સ્વામી સ્નેહજ્યોતિનું નામ સાધારણ કરીને જે પરોપકારાત્મક કાર્યો કર્યા હતાં, રાજબાની સલાહથી પતીત બનીને જાલીમસિંહે યુવરાજના બદલે ભૂલથી મહારાણા રાજસિંહનું ખૂન કર્યું હતું. ઉલાસની હત્યા થઇ, અને પોતાનાં માતપિતાનું તિર્થયાત્રા કરતા અરણ્યમાં મૃત્યુ થતાં રાજન્ અમરસિંહે ત્હેનું સંરક્ષણ કર્યું, આ બધી હકીકત વિનાશ તમામ રાજસેવકો તથા નગરજનોને સવિસ્તર રીતે કહી સંભળાવી. આનંદપુરમાં આવીને વિલાસે વારાંગનાના વેશમાં કિશોરસિંહ તથા કેટલાક રાજભક્તોને કહેલો માર્મિક સંદેશો પણ યાદ કરાવતા તમામ શ્રોતાજનો અજાયબ થયા, અને વિલાસને ધન્યવાદ આપવા લાગ્યા. ભીલ સરદાર નીરંજન અને વિલાસ એ એકજ વ્યક્તિ છે, એ બાબત સમજવામાં આવતા પ્રજાજનોના આનંદનો પાર રહ્યો નહિ.

જ્યારે વિજયસિંહ રાજભૂવનમાં આવીને બેઠો, ત્યારે ત્હેનું હૃદય શોકથી ભરાઇ આવ્યું. ત્હેને પોતાના દાદા અને પિતાનો સાત્વિક સ્નેહ યાદ આવતા અસહ્ય મનોવેદના થવા લાગી, જાલીમસિંહ અને રાજબાએ પ્રજાજનોની કરેલી પાયમાલી જોઇને ત્હેના દિલમા હવે રૈયતનું કલ્યાણ કરવાના સન્માર્ગો ઉદ્‌ભવવા લાગ્યા હતા આ યુદ્ધમા વિજય પ્રાપ્ત કરેલો હોવા છતા વિજયસિંહના હૃદયમાં આનંદ નથી અત્યારે તો આખા શહેરમા ઘેરઘેર રૂદન થતુ હતુ બ્હેનોના ભાઇઓ ગયા કન્યાઓના પિતાઓ ગયા સ્ત્રીઓના સ્વામીઓ ગયા, અને માતાના પુત્રો ગયા હજારો નિર્દોષ મનુષ્યો મૃત્યુને શરણ થયા હતાં અને આ ઘટનાથી આખા નગરમા પ્રત્યેક વ્યક્તિના હૃદયમા શોકાગ્નિ સળગી

રહ્યો હતો પરન્તુ આ મનોવેદના દબાવીને તમામ પ્રજાજનો પોતાના મહારાણા વિજયસિંહને અભિનન્દન આપવા લાગ્યા. અને પોતાની લોભવૃત્તીને સંતોષવાની ખાતર અજ્ઞાન પ્રજાવર્ગને સ્વેચ્છાનુસાર લુંટીને તાગડધિન્ના કરનારાં જુલ્મી જાલીમ, તથા રાક્ષસી રાજબાનાં નામ દઇને અસંખ્ય નગરજનો તેમના પ્રત્યે ધિક્કાર દર્શાવતા હતા.

વિજયસિંહે રાજકુમાર જાલીમસિંહનો મૃતદેહ પોતાના પાસે રાજગઢમાં મંગાવ્યો, અને ત્હેનો ધાર્મિક વીધીથી અગ્નિસંસ્કાર કરવાની તૈયારી કરવા લાગ્યો. વિજયસિંહની ઉત્તમોત્તમ લાગણી જોઇને રાજબાને પોતાનાં કરેલા કુકર્મો યાદ આવ્યાં, અને પુષ્કળ પશ્ચાતાપ કરવા લાગી. જ્યારે ત્હેણે રાજગઢમાં પોતાના પતિનો મૃતદેહ જોયો. ત્યારે જાલીમસિંહના પાછળ સતી થવાની રજા આપવા માટે વિજયસિંહના પાસે અભ્યર્થના કરવા લાગી. રાજબાને હવે ભૂતકાળમાં કરેલાં દુષ્કર્મો યાદ આવે છે, અને ત્હેના અંતઃકરણમા અફસોસ થાય છે, એવુ સમજીને ઉદાર હૃદયના યુવરાજે રાજબાને સતી થવાની રજા આપી. અને આ કમનશિબ દંપત્તિ અગ્નિદેવની સળગતી જ્વાલામાં ભસ્મિભૂત થઇ ગયાં.

થોડા દિવસ વિત્યા પછી યુવરાજ વિજયસિંહે આનંદપુરની રાજગાદીપર પોતાના પુત્ર સુરસિંહનો અપૂર્વ ધામધુમથી રાજ્યાભિષેક કર્યો, અને પોતે બાળયુવરાજના પ્રતિનિધિ તરીકે કામ કરવાનું રાજસભામાં જાહેર કર્યું. હવે આખા દેશમાં પૂર્વવત્ સુખ અને શાન્તિનુ સામ્રાજ્ય વ્યાપી ગયું, રાજ્યાભિષેકની ખુશાલીમાં તમામ કેદીઓને બંધન મુક્ત કર્યા, ગરીબોને અન્નવસ્ત્રનાં દાન અપાયાં, અને પોતાની પ્રજાનું સંપૂર્ણ રીતે કલ્યાણ કરવાની યુવરાજે જાહેર રીતે પ્રતિજ્ઞા

કરી. સર્વ સ્થળે આનંદ છવાઇ ગયો. અને આ અપૂર્વ પ્રસંગે તમામ સભાજનોએ 'મહારાણા શ્રી સુરસિંહજીની જય' એવા પોકારોથી આનંદપુરતું વાતાવરણ ગજાવી દીધુ.

સત્યને જય, અને અસત્યને ક્ષય એ સર્વમાન્ય દૈવી નિયમનો અત્યારે સાક્ષાત્કાર થવા લાગ્યો હતો. જે મનુષ્યોએ ફક્ત પોતાનાજ સ્વાર્થની ખાતર અનેક પ્રકારના પ્રપંચો કરીને પોતાનો હેતુ અલ્પ સમય માટે સફળ કર્યો હતો, તે તમામ મનુષ્યોને ત્હેમનાં કુકર્મોનું ફળ મળી ગયુ આ સંસારમા તેઓ હતા ન હતા થઈ ગયા, અને જગત્ના ઇતિહાસમા ત્હેમનાં નામ કાળા અક્ષરે લખાઇ ગયાં. પોતાના હૃદયમાં અહંકારને સ્થાન આપીને પ્રજાના પોકારો પ્રત્યે બેદરકાર રહેનાર અને રંક રૈયતને દુઃખ દેવામાંજ પોતાની સત્તા અને શક્તિનો નિષ્પ્રયોજન ઉપયોગ કરનાર ખરો વિજેતા ન કહેવાય. પણ રાજમદ, ધનમદ, સત્તામદ, અને યુવાનીનો મદ સર્વાંશે દુર કરીને ધર્માચરણ કરનાર ખરો વિજેતા કહેવાય છે. અને આ સૃષ્ટિમાં તેજ મનુષ્ય પરમપૂજ્ય ગણાય છે. પોતાની રૈયતને ત્રાસ આપીને રાજાઓ અગર ત્હેમના અધિકારીઓ ભલે મગરૂર થતા હોય, પ્રજાની અજ્ઞાનતા તથા હીનતા પ્રત્યે ભલે હાસ્ય કરતા હોય, અને નિરાધાર વ્યક્તિઓના રક્તથી પોતાની મહેલાતો રંગીને ભલે સ્વેચ્છાનુસાર મોજશોખને તૃપ્ત કરતા હોય, પરન્તુ આખરે તો એ અહંકાર પશ્ચાતાપમાં-હાસ્ય રૂદનમાં-અને વૈભવ વિપત્તિમાં પલટાઇ જાય છે. જગત્ના ઇતિહાસમાં આવા પરિવર્તનના અસંખ્ય દાખલાઓ નોંધાઇ ચૂક્યા છે, અને ભવિષ્યમાં પણ સત્યાસત્યદર્શક હકીકત લખાશે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે-**"અધર્મ કરનારને અધર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી. કદાપિ અધર્મ કરનારને પોતાને તેનું ફળ ન મળ્યું**

**તો ત્હેના પુત્રને મળે છે, અને કદાચ પુત્રને ન મળ્યું તો ત્હેના પૌત્રને મળે છે. પરન્તુ નિષ્ફળ જતું નથી. "**

આ દુનિયામાં સત્કર્મો કરીને સર્વોત્તમ ગણાતા માનવ જીવનની સફળતા કરવી એજ બાબત મહત્વની હોઇ શકે. આત્મસતોષાર્થેજ લોભવૃત્તિને ઉત્તેજન આપીને તાત્કાલિક લાભ લેવા કરતાં એવા ક્ષણિક સ્વાર્થને સદાને માટે તિલાંજલિ આપવામાં આવે તો પ્રત્યેક મનુષ્ય ઉચ્ચ સ્થિતિએ પહોચે છે, ત્હેને હાનિકારક ફળ ભોગવવુ પડતુ નથી, અને પ્રભુની અદશ્ય શિક્ષાઓના પ્રહારથી ત્હેનુ રક્ષણ થાય છે. પરોપકાર, ન્યાય, પરાક્રમ, અને સત્કાર્યોથી જે મનુષ્ય દુનિયાને ઉપયોગી થયો છે, ત્હેનુ જીવન ધન્યવાદને પાત્ર ગણાય છે. જેની ઉદારતાથી અનેક નિરાધારોના દુઃખ નાબુદ થયાં છે, જેના વિરત્વથી પુષ્કળ અશક્તોનું સંરક્ષણ થયુ છે, અને જેની સામાજીક સેવાથી સેંકડો માણસોએ આશીર્વાદો વર્ષાવ્યા છે, તેજ મનુષ્યો આ દુનિયામાં અમર નામના કરી ગયા છે. જે વ્યક્તિની જરાપણ ખ્યાતિ નથી. તે જીવે તોયે શું ? અને મરી જાય તોયે શું ? અસખ્ય પ્રાણીઓ જન્મે છે, જીવે છે, અને મરે છે. પણ પરોપકારાર્થે વપરાયા વિનાનું જીવન તદ્દન નિરૂપયોગી કહેવાય છે. અદ્યાપિ સુધી પ્રાતઃસ્મરણીય શ્રી રામ અને કૃષ્ણનાં યશોગાન ગવાય છે પરદુઃખભંજન વિક્રમ, ક્ષત્રિય કુળભૂષણ રાણા પ્રતાપ, શુરવિર શિવાજી, અને સત્યવાદી હરિશ્ચંદ્ર ઇત્યાદી અનેક મહાત્માઓ અમર નામના કરી ગયા છે. કહ્યું છે કેઃ—

"કોઇ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઇ સુંદર સુકૃત્ય કીધાં;
કોઇ એક જણે નિજ માનવ બન્ધુને, સહાય કરી આશીષ લીધાં.

"કોઇ એક જણે ગાઇ ગીત મધુર, કંઇકના હૃદયને શાન્ત કર્યું;
કોઇ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દુઃખ હર્યું.
"કોઇ એક જણે મહાવિપદ વિષે, કરી સહાય સાર્થક મિત્ર ધર્મ કર્યો;
કોઇ એક જણે શબ્દ શ્રવણ કર્યો, નિજ આશ્રિતનો ઉપકાર ભર્યો.
"કોઇ એક જણે જઇ એકાંતમાં, નિજ સ્વરૂપતણું રૂડું ધ્યાન ધર્યું;
કોઈ એક જણે 'દેશસેવા' કરી, એવું સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું.
"કોઇ એક જણે નિજ ધર્મને કાજ, અધર્મ પ્રતિ યુદ્ધને આદર્યું;
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યુ, તપાદિમાં એકાતે શાન્તિ ભર્યું.
"કોઇ એક જણે વ્યવહારે રહી સાચા સાધનથી સાધી ઉત્તમતા;
કહો બન્ધુ ! વિચારી મ્હને તો જરા, એવા 'કોઇ એક જણ' તે તુમે શું હતા ?

"શ્રી ઉપેન્દ્ર"

સત્ય ધર્મની મહત્તા કેટલી સર્વોત્કૃષ્ટ છે, તે પ્રત્યેક વાંચક બન્ધુ અને બ્હેનોને ઉપરના સદ્બોધક કાવ્યથી સમજાશે.



# પ્રકરણ ૩૦ મું.

## " સ્વદેશ ધર્મ. "

**॥ जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥**

× × ×

આજે આનંદપુર નગરમાં સર્વત્ર સ્થળે આનંદોત્સવ થઇ રહ્યો હતો. આજે તમામ મનુષ્યોનાં હૃદયો હર્ષથી ઉછળી રહ્યાં હતા. અને આજે પોતાના પ્રિય રાજનની આજ્ઞાનુસાર અસંખ્ય માણસો રાજ-સભામાં આવીને મહારાણા વિજયસિંહનાં વચનામૃતનું પાન કરવા માટે આતુર થઇ રહ્યા હતા જ્યારે તમામ પ્રજાજનો શાન્ત થયા ત્યારે મહારાણા વિજયસિંહે પોતાના હૃદયોદ્‌ગાર જાહેર કરવાની શરૂઆત કરી.

" મ્હારા વ્હાલા પ્રજાજનો અને સેવકો ! આજના મનરંજન પ્રસંગે ત્હમારી રાજભક્તિની પ્રશંસા કરીને બે-બોલ કહેવાની મ્હને ફરજ પડી છે. મ્હારા દુઃખના દિવસોમાં મ્હારી સાથે રહીને ત્હમો સર્વેએ મ્હને જે અનુપમ મદદ કરી છે. તે બાબતના મ્હારે કયા શબ્દોમાં પ્રશંસા કરવી તે સુજતું નથી. ભીલજાતિ-એ મ્હારા રાજ્યના એક ભૂષણરૂપ છે. ભીલોની રાજકીય કુશળતા, વફાદારી, અને સ્વાર્પણતાથીજ મ્હારા રાજ્યનું ગૌરવ આજે ટકી શક્યું છે. સ્વદેશના ઉદ્ધાર માટે ત્હમે મ્હને કિંમતી મદદ કરી છે, તેના બદલા તરીકે હું ત્હમને વંશપરંપરાના હક્કથી કેટલીક જાગીરો અને રોકડ રકમની બક્ષીસો આપીને કૃતાર્થ થાઉંછું. "

"ધર્માવતાર રાજન્!" એક બીજા સરદારે કહ્યું. "રાજભક્તિ અને સ્વદેશસેવા એ અમ્હારો પરમ ધર્મ છે સ્વધર્મપરાયણ રાજાની સેવા કરવી અને સર્વદા વફાદાર રહેવુ એ અમ્હારૂં મુખ્ય જીવનસૂત્ર છે. સ્વદેશના કલ્યાણાર્થે તન, મન, અને ધનનુ બલિદાન આપવું એ અમ્હારો સર્વમાન્ય સિદ્ધાન્ત હોવાથીજ અમ્હે આપની કોઇ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા વિના સેવા કરી છે. અને ફક્ત અમ્હારી ફરજ અદા કરીને કૃતાર્થ થયા છીએ."

"સાબાશ! મ્હારા પ્રિય સૈનિકો! ત્હમારા હૃદયની ઉચ્ચતમ ભાવના માટે હું ત્હમને ધન્યવાદ આપુછું. ત્હમારી સપૂર્ણ મદદ વિના હું મ્હારા રાજ્યની સ્થિતિ સુખમય કરી શકયો નહોત. આજના મંગલમય પ્રસગે પણ જે વિર પુરૂષોએ મ્હારી ખાતર પોતાના જીવનનો ભોગ આપ્યો છે, ત્હેમના માટે દીલગીરી દર્શાવવાની તક પણ હું જતી કરતો નથી. હવે આપણે માતૃભૂમિનું જયકિર્તન કરીને આજના કાર્યના પૂર્ણાહુતિ કરીએ." મહારાણા વિજયસિંહે કહ્યું.

જન્મભૂમિનુ સ્તવન કરવા માટે તમામ સભાજનો ઉભા થયા, અને મનરજન સ્વરે ગાવા લાગ્યા.

"વન્દે માતરમ્."

સુજલામ્—સુફલામ્—
મલયજ શીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્ ! ......વન્દે૦
"શુભ્રજ્યોત્સ્ના પુલકિત યામિનીમ્,
ફુલ્લ કુસુમિત-દ્રુમદલ શોભિનીમ્;
સુહાસિનીમ્-સુમધુર ભાષિણીમ્,

સુખદામ્–વરદામ્–માતરમ્ !" ...વન્દે૦
" ત્રીશકોટિ કંઠ–કલકલ નિનાદ–કરાલે,
દ્વિત્રીશકોટિ ભુજૈર્ધૃત ખર કરવાલે,
અબલા કેન મા એ તો બલે ?
બહુ બલ ધારિણીમ્–નમામિ તારિણીમ્,
રિપુદલ વારિણીમ્–માતરમ્ !"...વન્દે૦
" તુમિ વિદ્યા, તુમિ ધર્મ,
તુમિ હૃદિ, તુમિ મર્મ;
ત્વં હિ પ્રાણાઃ શરીરે !
બાહુતે તુમિ મા શક્તિ,
હૃદયે તુમિ મા ભક્તિ!
તોમારઇ પ્રતિમા ગડી–
મન્દિરે .....મન્દિરે. "
" ત્વંહિ દુર્ગા–દશ પ્રહરણ ધારિણી,
કમલા કમલદલ વિહારિણી;
વાણી વિદ્યાદાયિની–નમામિ ત્વાંમ્ !"
" નમામિ કમલામ્–અમલામ્–અતુલામ્,
સુજલામ્–સુફલામ્–માતરમ્."......વન્દે૦
" શ્યામલામ્–સરલામ્–સુસ્મિતાં–ભૂષિતામ્,
ધરણીમ્......ભરણીમ્......માતરમ્."
વન્દે માતરમ્.

" બંકિમચન્દ્ર "

માતૃભૂમિનુ જયકિર્ત્તન સમાપ્ત થયું. અને મહારાણા વિજયસિંહે પોતાના કુટુંબીઓ, મિત્રો, અને સૈનિકોને અત્યંત આગ્રહપૂર્વક અ-

ધિક્કાર, જાગીરો તથા બક્ષીસો આપીને દરેક વ્યક્તિની યોગ્ય કદર કરી. પરમકૃપાળુ પરમાત્માની ઉદારતા–કૃપા ઇચ્છનારાએ પ્રભુનાંજ સતાનરૂપ અનેક ગરીબો અને નિરાશ્રિત માનવ–બન્ધુઓના કલ્યાણાર્થે પોતાનું જીવન પરાર્થમય બનાવી દીધું. અને રાષ્ટ્રની ખરી ઉન્નતિ કરવા માટે સામાજીક સેવાના સન્માર્ગો તથા ઉચ્ચ આદર્શોના પરમ ઉપાસક–બનેલા મહારાણા વિજયસિંહે પોતાની મહાન્ હૃદયશક્તિને પરોપકારાર્થે સમર્પણ કરી દીધી સમય પુરો થઇ જવાથી સભાજ-નોને સ્વસ્થાને જવાની રજા આપીને મહારાણા વિજયસિંહ પોતાના નિવૃત્તિનિવાસમાં ચાલ્યા ગયા.

પ્રિય વાંચકો ! પોતાનાં કુકર્મોનું ફળ ભોગવી ચૂકેલાં ઝાલીમસિંહ અને રાજબા જેવાં પાત્રોની કારકિર્દી વિષે હવે કંઇ નવિન જાણવાનું બાકી રહ્યું નથી. પોતાના કર્મોનુ ફળ ત્હેમને આ જન્મમાંજ મળી ગયું અને ફક્ત ત્હેમનાં અધમાચરણોની સ્મૃતિ આ સસારમાં રહી ગઇ !

× × ×

રાજબાની સખી કુસુમ સરદાર ચદ્રકુમારને ચ્હાતી હતી. આ બાબતની મહારાણા વિજયસિંહને ખબર પડતાં તે પ્રેમી બાળાનો પોતાના વફાદાર સરદાર ચદ્રકુમાર સાથે લગ્ન–સંબંધ કરાવીને આ આદર્શ–દપતિને મહારાણાએ શુભાષિર્વાદ આપ્યા.

× × ×

આનદપુર રાજ્યમાં પોતાની વિજય–ધ્વજા પ્રસારતી વિજયસિં-હની ઉજ્વળ કિર્તી ચોમેર પ્રસરી રહી. અને તમામ પ્રજાજનોના હૃદયમા રામરાજ્યની ભાવના થવા લાગી બાળયુવરાજ સુરસિંહને

વિદુષી વિલાસ પોતાના પુત્ર પ્રમાણે ઉછેરીને ત્હેને યોગ્ય કેળવણી આપવા લાગી. આનંદપુર રાજ્યમાં સુખ-શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. અને આ સ્વધર્મ-પરાયણ પ્રેમીપાત્રો સર્વદા આનંદમાં જીવન વ્યતિત કરવા લાગ્યાં. એ પણ એક ઇશ્વરી ચમત્કાર ! ! !

× × ×

" सर्वेऽत्र सुखिनः संतु सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यंतु मा किंचिद् दुःखमाप्नुयात् " ॥

ૐ શાન્તિ શાન્તિ. શાન્તિ.



# (આયુર્વેદ વિદ્યાનો અદ્‌ભૂત ચમત્કાર.)

આંતરડાના જુનામાં જુના વ્યાધિને કાબુમાં લાવી જો થોડા વખતમાં સંપૂર્ણ નિરોગી બનવું હોય તો માણસા-વાળા વૈદ્ય કેશવલાલ પ્રભુરામ યાજ્ઞિકની નં. ૧-૨-૩ ની ગોળીઓ વાપરો. કે જેનાથી ફક્ત એકજ દિવસમાં ખાત્રી થશે. વધુ ખુલાસા માટે નીચેના સરનામે રૂબરૂ મળો, અગર સંપૂર્ણ હકીકત સાથે પત્ર લખો.

**વૈદ્ય કેશવલાલ પ્રભુરામ યાજ્ઞિક.**

**માણસા**—( મહીકાંઠા )

( દાંતનાં તમામ દર્દો માટે અમારો "ગોલ્ડન ટુથ પાઉડર" વાપરો. )

વિશ્વજ્યોતિ કાર્યાલય તરફથી પ્રકટ થયેલું નવીન પુસ્તક.

# ( માનસિક સંદેશ શિક્ષક. )

આ પુસ્તકના અભ્યાસથી તમે તમારા ઘરમાં બેઠાંજ તમારા સંદેશાઓને કોઇપણ પ્રકારના બાહ્ય તારના દોરડા જેવા સાધન સિવાય ગમે ત્યાં પહોંચાડી શકશો. વાયરલેસ ટેલીગ્રાફ સંબંધી તો તમે ઘણું વાંચ્યું હશે પણ વાયરલેસ ટેલીગ્રાફ કેવી રીતે થઇ શકે છે તે તો તમને આ પુસ્તક શીખવશે. મરાઠીમાં આ પુસ્તક બહાર પડયા પછી તેની હજારો પ્રતો ખપી છે, અને ગુજરાતી જાણનાર માટે અમારા તરફથી શુદ્ધ અનુવાદ કરાવ્યો છે.

મનુષ્યનું યથાર્થ સામર્થ્ય શું છે અને કેવાં અદ્ભુત કામો કરી શકે છે તે તો તમને આ પુસ્તક વાંચશો ત્યારે જણાશે.

પુસ્તક સાચી ક્રિયાઓથી ભરેલું છે અને તેમાં પ્રતિપાદન કરેલા વિષયો અનુભવમાં મૂકવા સગવડ પડે તેથી સંખ્યામાં ચિત્રો આપી તેની ઉપયોગીતા વધારી છે. મૂલ્ય ફક્ત બાર આના પોસ્ટેજ ૦-૨-૦.

વિશ્વજ્યોતિ કાર્યાલય, અડાજણ-સુરત.

---

# " વૈદ્યવિદ્યાનો મહાન્ ચમત્કાર. "

ગુરૂના મહાન્ પ્રતાપથી તેમજ અમારા વંશપરંપરાના ચાલતા આવેલા અનુભવથી સિદ્ધ કરેલી રામબાણ દવાઓ. નીચે પ્રમાણે રોગ માટેઃ—

સંગ્રહણી, અતીસાર, ધાતુક્ષીણતા તેમજ પેટના તમામ દરદો સંબંધી તથા સ્ત્રીઓના ગર્ભાશય સંબંધી રોગ, જેવા કે રૂતુનું અનિયમિત આવવું, ગુલ્મ, છોડ, પ્રદર, હિસ્ટીરીયા, સુવારોગ વિગેરે દર્દોની દવાઓ ગેરંટી સાથે આપીએ છીએ. રૂબરૂ મળો, અગર લખો. દવા વી. પી. થી મોકલવામાં આવશે.

દીંહોદણવાળા વૈદ્ય—

**હરજીવનદાસ મુળદેવરામ ભટ્ટ.**

માણસા—( મહીકાંઠા )

" બચ્ચાંઓ માટે અમારી **બાલજીવન** નામની દવા જરૂર વાપરો.

---

## ( યોગ વિજ્ઞાન. )

ગુજરાતમાં માસિકો તો ઘણાંયે નીકળે છે. પરંતુ **યોગવિજ્ઞાન** માં જે વિષયો ચર્ચાય છે, તે વિષયો તો ત્હમને બીજે કોઈ સ્થળે નહિજ જડે. અને આજ કારણથી **યોગવિજ્ઞાન** ગુજરાતના સાહિત્યની ચાલુ પ્રણાલીકામાંથી મુકત રહી તે પોતેજ એકલું અને સ્વતંત્રપણે સમાજની સર્વદેશીય પ્રગતિના રાજમાર્ગ ગંભીર રીતે ચર્ચે છે. અને તેમાં આવતા વિષયોની બીજાં જાહેર પત્રોએ યોગ્ય પ્રશંસા કરી છે. આપને જો એ સાહિત્યનો ઉપભોગ કરવાની વૃત્તિ હોય તો આજેજ ગ્રાહક થાઓ. વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ આ માસિક પત્રના ગ્રાહકોને ૨૫૦ પૃષ્ટનું એક ઉત્તમ પુસ્તક ભેટ મળે છે. તાકીદે લખો:—

જેઠાલાલ નાથાલાલ દવે.

કલોલ. ( ઉ૦ ગુજરાત )

## (जप अथवा ईश्वरने मळवानो मार्ग.)

આ નામનુ એક ઉપયોગી પુસ્તક અમારા તરફથી હાલમાજ પ્રકટ કરવામાં આવ્યું છે. આજે પ્રત્યેક મનુષ્ય ઇશ્વિરને મળવાને ઉત્સુક હોય છે. પોતાના ઇષ્ટદેવ પરમેશ્વર, પયગમ્બર, ખુદા, એના દર્શનની અભિલાષા દરેકને હોય છે. આ પુસ્તક ઇશ્વરને મળવાનો રાજ્યમાર્ગ દર્શાવે છે. અને તે પ્રત્યેક ધર્મના બંધુઓને વાંચવા વિચારવા અને મનન કરવા યોગ્ય છે. જપનું સુંદરમા સુંદર સ્વરૂપ તે દર્શાવે છે. અભ્યાસકને પડતી કઠીનતા દૂર કરવાના સુગમ માર્ગોનું તે પ્રતિપાદન કરે છે. પુસ્તક પ્રગટ થતામાંજ તેની ૧૫૦૦ પ્રત તો એક ઉદારચિત ગૃહસ્થ તરફથી વહેંચાઇ છે. મિત્રોને ભેટ આપવા લાયક અને જ્ઞાતિની લ્હાણીઓમાં આપવા લાયક પુસ્તક થયું છે. તમે વાંચો અને જરૂર પ્રસન્ન થશો. પાકું પુંઠું સોનેરી નામ અને સુંદર છપાઇ હોવા છતાં બહોળા ફેલાવાના ઉદ્દેશથી કિંમત માત્ર એક રૂપીઓ પોસ્ટેજ ૦-૨-૦ આજેજ મંગાવી લો.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

નત્રી **વિશ્વજ્યોતિ** અડાજણ-**સુરત.**

( શેઠાણીને શું જનમશે ?

છોકરો કે છોકરી ? )

જો—

તમારે એકજ મિનિટમાં જાણવું હોય તો મંગાવો—

# ગર્ભ પારખવાનું યંત્ર.

( Sex=Indicator )

આ યંત્રની શોધ કરી જર્મનીએ દુનિયામાં અજાયબી ઉત્પન્ન કરી છે. એક નાનો બાલક પણ આ સાદા યંત્રથી એક મિનિટમાં કહી શકે છે કે સગર્ભા સ્ત્રીને છોકરો જનમશે કે છોકરી ? કિંમત માત્ર રૂપિયા ત્રણ.

પોસ્ટેજ માફ—

શંકરલાલ મ૦ કવિ.

ઉંઝા.

( ઉત્તર-ગુજરાત )

ગુજરાતી ભાષામાં સરળ રીતે લખાતું માસીક.

# " વિશ્વજ્યોતિ. "

આ માસિક પત્રમાં શારીરિક, વ્યવહારિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના ઉપાયો, પાશ્ચાત્ય પ્રજામાં ચાલતી નવીન શોધો, તથા આપણા આર્યતત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચવામા આવે છે. વિદ્યાર્થી અને સ્ત્રી ઉપયોગી લેખ, ચાલુ વાર્તા વગેરે ઉપયોગી વિષયો તેમા પ્રતિમાસે પ્રકટ થાય છે.

એક વખત આ માસિકના ગ્રાહક થવા તમને આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે. તમે તેના ગ્રાહક થશો તો તમને તમારી ઉન્નતિના ઘણા ઘણા ઉપાયો જાણવામાં આવશે, વાર્ષિક લવાજમ માત્ર સવાત્રણ રૂપિયા.

**વિશ્વજ્યોતિ કાર્યાલય.**

**અડાજણ–સુરત.**

